# અનુક્રમણી

# પ્રસ્તાવના

ખુદાવિંદ નેક નામદાર શ્રી. કૃષ્ણકુમારસિંહજી હજૂરથી ઉત્તેજીત ભાવનગર નગરવિધાનની યોજનાને અંગે આ સંગ્રહ મુદ્રિત થઇ પ્રસિદ્ધિ પામે છે. પ્રસ્તુત નગરવિધાનનો લાભ લઇ ઘણા પ્રજાજનોએ જમીન લીધી છે અને તેમાં પોતાનાં મકાન બંધાવવા દિશાસૂચનની માગણી કર્યા કરે છે. લાભ લેનારા સ્થાનિક તેમજ બહાર રહેનારા છે. સ્થાનિક રહેનારાઓ તો રૂબરૂમાં આવી નકશા વગેરે જોઇ ચર્ચા કરી, પોતે દિશાસૂચન મેળવી શકે છે. પરન્તુ, બહારગામ રહેનારાઓ માટે તે શક્ય નથી. ઉપરાંત મકાન બાંધતી વખતે સ્ત્રીવર્ગ પાસેથી ઉપયોગી સૂચનાઓ લેવી તે આવશ્યક છે. કારણ કે ગૃહ એ ગૃહિણીનું છે. આ રીતે સ્થાનિક રહેનારાઓને પણ પોતાના કુટુમ્બ તથા સ્નેહીસંબંધીઓ સાથે જુદાજુદા નકશા જોઇ ચર્ચા કરવાની હોય છે.

મકાન એ વંશપરંપરાનું સાધન છે. ઘણા એવા પણ શખ્સો હશે કે જેને બે ત્રણ પેઢી સુધી મકાન કરવાનો અવકાશ જ પ્રાપ્ત થયો ન હોય. આવી

વસ્તુસ્થિતિમાં મકાન સંબંધી પ્રાથમિક છણાવટમાં જેટલી વિચારશક્તિ ખર્ચી શકાય તેટલી ખર્ચવી તે ઇષ્ટ છે. વિશેષમાં, ભાવનગર નગરવિધાનમાં સમાજના દરેક અંગને, ગરીબ હોય યા તવંગર હોય, તો પણ પોતીકું મકાન પોતાલાયક કરવાનો સુંદર અવસર સાંપડયો છે; એટલું જ નહિ પણ, તેમાં પુષ્કળ હવાપ્રકાશવાળાં મકાન કરવા માટે ઘણી જ વૈધાનિક છૂટ રહે છે, તે એટલે સુધી કે મકાન બાંધનારને પસંદગી કરવામાં વખતે મુંઝવી પણ દે. મતલબ, એક શહેરની કારકિર્દીમાં બે ચાર સદીએ જે તક મળે યા ન પણ મળે, તે તક અત્યારે ભાવનગરને મળી રહેલ છે. તેવે તબકકે સ્થાનિક તેમજ બિનસ્થાનિક દરેકને પોતાનું મકાન બાંધવામાં સહાયભૂત થાય, તેમજ તે પરત્વે તેમની વિચારશક્તિને જોમ મળે અને તેને પરિણામે સુંદર, સુઘડ અને સગવડવાળો વસવાટ થાય એ ધારણા આ પુસ્તકની પ્રસિદ્ધિ પાછળ રહેલી છે.

દેખીતી રીતે ઉપર વર્ણવેલ ઉદ્દેશ પુસ્તકની પ્રયોજનાને એકલક્ષી બનાવે. જે દૃષ્ટિએ એ તૈયાર થયેલ છે તે દૃષ્ટિ પુસ્તકને મોટો જ્ઞાનનો ભંડાર થતી અટકાવે; પરન્તુ, પુસ્તકની સંકલનામાં નામદાર હજૂરશ્રીના નં. ૫૫ તા. ૨૬–૪–૩૯થી મંજૂર થયેલા નિયમો અનિવાર્ય લક્ષમાં રાખવામાં આવેલ છે. તે નિયમો પ્રાચીન તથા અર્વાચીન નગરવિધાનના મૂળભૂત સિદ્ધાંતો, તેમ જ પૂર્વ તથા પશ્ચિમના એ સંબંધના શાહરસમો પર સૂરત રાખી ઘડાયેલા છે. તે નિયમો ઉપર કેંદ્રિત થયેલી આ પુસ્તકની સંકલના કરવામાં આવેલ હોઇ, જ્યાં જ્યાંનો વસવાટ એ સિદ્ધાંતોને અનુસરે ત્યાં ત્યાં આ પુસ્તક ઉપયોગી થઇ પડે એમ સહેજે માની શકાય.

જેટલા ઘરધણી તેટલી ગૃહસંયોજના. દરેક માણસને પોતાની રહેણીકરણી અને જરૂરિયાતમાં કંઇ ને કંઇ ખાસિયત હોય જ અને તે હિસાબે તે જે મકાન બાંધે તેમાં કંઇ ને કંઇ તો નાની યા મોટી વિશિષ્ટતા તો રહેવાની જ. દરેક ઘર બાંધનારને એકાદ નકશો પણ આ પુસ્તકમાંથી જેમનો તેમ મળી રહે તે તો તદ્દન અસંભવિત છે; તેમ તે ઉદ્દેશ પણ નથી. નકશાના સંગ્રહને પરિપૂર્ણ કરવા માટે આ પુસ્તક જેવા ઘણા ભાગો જોઇએ; તેવી જ રીતે જુદાં જુદાં પ્રકરણોમાં જે જે વિષયો ઉપર નોંધ ટપકાવવામાં આવેલ છે, તે તે વિષયોને બરાબર ન્યાય આપવાનો હોય તો દરેક વિષય

એક એક ભાગ માગી લે. અહીંયાં તો ફક્ત અંગુલિનિર્દેશ કરવાનો હોઇ મકાન બાંધનારને પોતા થકી વિચાર કરતો કરે અને તે વિચાર ચોક્કસ સ્વરૂપમાં મૂકવામાં સહાય મળે તો પુસ્તકની સાર્થકતા થઇ ગણાશે.

સાધારણ મકાન બાંધનારને ઉપયોગી થાય તેવી મુખ્યત્વે દૃષ્ટિ હોવા છતાં, પણ ધંધાદારીને ઉપયોગી થાય તેવી ઘણી વસ્તુઓ આ પુસ્તકમાં જોઇ શકાશે. મકાન બાંધવાની જે શૈલી મુખ્યત્વે પૂર્વદેશીય ગણાય, તે ઘણે ભાગે જોવામાં આવતી નહિ હોવાથી તેવી શૈલીના નકશાઓ અહીં ખાસ આપવામાં આવેલ છે. મકાન બાંધનારના જુદા જુદા વિચાર ને જુદા જુદા શોખ હોઇ, અમુક જ બાંધણી કે અમુક જ શૈલીનો આગ્રહ રાખવો તે શક્ય કે સલાહભરેલું નથી. છતાં આપણી આબોહવાને અને રહેણીકરણીને અનુકૂળ આપણી હિંદી શૈલી છે, એ તો હવે નિર્વિવાદ નક્કી થઇ ગયેલું છે. એમ છતાં હજુ ઘણા એવા હિંદીવાનો છે કે જે તે હકીકત સર્વાંશે કે ઉનાંશે સ્વીકારતા નથી; તે વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખી આ સંગ્રહને બની શકે તેટલો વિવિધ બનાવવામાં આવ્યો છે.

ગુજરાતી ભાષામાં આવી જાતનાં પુસ્તક બિલકુલ નથી જ એમ કહીએ તો ચાલે. ગુજરાતભરમાં નગરવિધાન અને તેને અંગે ગૃહવિધાન ખૂબ ઝડપથી આગળ ધપી રહેલ છે તેવે સમયે ભાવનગર પોતાની જરૂરિયાત પૂરી પાડવાની સાથે ગુજરાતની પણ જરૂરિયાત એક મૌલિક ગ્રંથથી પૂરી પાડવાનો પ્રયાસ કરી શકે છે, તે ગુજરાત અને ગુજરાતી ભાષા : બન્ને માટે આવકારદાયક સંયોગ ગણાય. આ જગ્યાએ એટલી નોંધ કરવી પ્રાપ્ત થાય છે કે આ ગ્રંથમાંની વસ્તુ કોઇ ગ્રંથોના ઉતારા નથી, પરંતુ, વાંચન, મનન અને અનુભવજન્ય પ્રણાલીમાંથી નીતરેલ છે. તેમાં વળી નકશાસંગ્રહમાં તો ખાતાના માણસોની આવડતનો તથા મકાન બાંધનારની સાથેની વાટાઘાટનો લાભ ઠીક પ્રમાણમાં ઉમેરાયેલ છે. જો આ ગ્રંથ બીજા અનેક ગ્રંથોમાંનો એક થશે તો તેની સાર્થકતા અનેકગણી થઇ ગણાશે એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય.

દુનિયાની લગભગ દરેક દેશોની સરકારે રહેણાકના ઘર સંબંધી લોકોની જરૂરિયાત પૂરી પાડવા માટે જબરજસ્ત પ્રયાસ કરેલ છે અને હજુ પણ તે કામ મોટા પાયા ઉપર ચાલી રહેલ છે. છેલ્લા મહાન વિગ્રહ પછી આ સવાલ ઘણો મહત્ત્વનો બન્યો છે. એ માટે દરેક શહેર કે ગામડાં ઉપર કાયદાથી ફરજ નાખવામાં આવેલ છે. સરકારોએ

સમિતિઓ નીમી, નિષ્ણાતો પાસે ઝીણવટથી તપાસ કરાવી, રાજ્યધુરંધરો પાસે અભ્યાસ કરાવી, દેશવિધાન (Regional Planning)નું કાર્ય હાથ ધરેલ છે. મતલબ, વ્યક્તિગત કે સમષ્ટિગત ગૃહવિધાન હાલની સરકારોની Nation building activitiesનું એક મહત્ત્વનું અંગ થઇ રહેલું છે. આથી દેશવિધાન, નગરવિધાન અને ગૃહવિધાન સ્વાભાવિક રીતે સંકલિત બને છે.

નગરવિધાનમાં જે ઉદ્દેશો ને આદર્શો સેવવામાં આવે છે અને આવેલ છે તે ફળીભૂત થવાનો આધાર ગૃહવિધાનમાં છે. ગૃહવિધાન એ વ્યક્તિગત વિષય હોવા છતાં સમષ્ટિનું એક અંગભૂત હોઇ, તેને તે પ્રમાણે સમજવાની દરેક વ્યક્તિની ફરજ છે. એ સમષ્ટિની દ્રષ્ટિ જો દરેક શહેરી રાખે તો એક સુસંગત, સંસ્કારી, સુંદર અને આદર્શ વસવાટનું સર્જન થઇ રહે અને ભવિષ્યની પ્રજા માટે એક ઉપકારક અને સ્મારક કામ ખડું થાય.

આ કાર્યમાં ખાતાના દરેક માણસે પોતાનું બનતું કર્યું છે તેની અહીં સહર્ષ નોંધ લેવી પ્રાપ્ત થાય છે. નામદાર દરબારશ્રી તથા નામદાર હજૂરશ્રીની લોકોની સુખાકારી આગળ ધપાવવાની તીવ્ર ઇચ્છા તથા તેને અંગે થતા દરેક પ્રયાસને સહાય આપવાની એકધારી અને સ્તુત્ય નીતિ આ પુસ્તકની જન્મદાતા છે. આ પુસ્તકનો ઉપયોગ કરનાર દરેક પ્રજાજન તે માટે તેઓશ્રીને સદાનો આભારી રહેશે.

# ૧ : પૂર્વ તૈયારી

ઘર બાંધવાની ઇચ્છાના ઉદ્‌ભવમાં અનેક બાબતો કારણભૂત બને છે. સમાજનો ઘણો ભાગ 'પડયા છીએ', 'ચાલશે,' 'કયાં જઇએ,' 'કેમ થાય' એવા વિચારો કરી મકાન કરવાની ઇચ્છા કરતો નથી. બીજો વર્ગ એવો હોય છે કે તેની તે વસ્તુસ્થિતિ અગર તેથી સારી વસ્તુસ્થિતિને પણ 'આ મકાન બહુ અગવડવાળું છે', 'અહીંનું વાતાવરણ બહુ ગંદું છે', 'હવા પાણી ચોકખાં નથી', 'સ્વચ્છતા રહી શકતી નથી', 'અનારોગ્ય વધી જાય' વગેરે વિચારો કરી તેવી સ્થિતિમાંથી જલદી છૂટવાની ધગશ ધરાવે છે અને ગમે તે ભોગે સુંદર વાતાવરણ અને પુષ્કળ હવાપ્રકાશવાળાં મકાનમાં રહેવાને પગભર થઇ રહે છે.

આ બીજો વર્ગ પોતાની ઇચ્છાની આંતરિક શક્તિથી હરહંમેશ પહેલ કરે અને પહેલો વર્ગ ધીમે ધીમે પણ અચૂકપણે પાછળ પાછળ દોરાવાનો. આ બન્ને વર્ગને આગળ ધપાવવામાં સામાજીક જીવન ઘણો અગત્યનો ભાગ ભજવે છે. દાખલા તરીકે, આજથી બે ચાર દશકા પહેલાં કુટુમ્બના અગ્રણીથી માંડી તેના પ્રપૌત્ર સુધી બધા સાથે રહેતા. અત્યારે તો પુત્ર મોટો થાય કે જુદા રહેવાનું. તે કારણે જ્યાં એક જ ઘર જોઇતું ત્યાં આજ ચાર પાંચ ઘર જોઇએ. એ વસ્તુ-

સ્થિતિને પરિણામે લગભગ દરેક પહોંચતી વ્યક્તિને ઘરની ઇચ્છા થાય છે. તેવી જ રીતે અત્યારની જીવનનિર્વાહની અટપટી રીત એવી છે કે ધંધાર્થી માણસને ફક્ત ધંધાને કારણે પોતીકું ઘર પરવતનમાં બંધાવવાની જરૂર પડે છે. એ તો દેખીતું છે કે ધંધાના પથારાને અંગે પરનગરમાં બનાવેલું ઘર અને કૌટુમ્બિક કે સામાજીક બંધનોને અંગે બનાવેલા ઘરમાં ફેર રહે. આવા આવા અનેક વર્ગ, પેટાવર્ગ તથા તેની નાનીમોટી વિશિષ્ટતાઓ બતાવી શકાય. અહીં તો એટલું જ કહેવું પ્રાપ્ત થાય છે કે જે કારણોને અંગે મકાન બાંધવાનો વિચાર ઉત્પન્ન થાય છે, તે કારણો ઉપર મકાનની ઘાટીનો ઘણો આધાર રહે છે. સૌથી પહેલી પૂર્વ-તૈયારીમાં તે કારણોનું પૃથક્કરણ કરવાનું રહે છે અને તેમ કરી પોતાની જરૂ-રિયાતનો આછો ખ્યાલ પ્રથમથી લઇ લેવો જોઇએ. તેમ કરવામાં કચાશ રહે તો પાછળથી ઘણીવાર અગવડ ઉભી થાય છે.

કેટલાક લોકો એવા હોય છે કે એક વખત મકાનની ઇચ્છા થઇ પછી અધીરા બની ઉતાવળ કરી ગમે ત્યાં તે કરી નાખે છે. તેમ ન કરતાં દરેક દૃષ્ટિએ વિચાર કરવો ઘટે. આવે પ્રસંગે જે સંબંધીઓને આવો અનુભવ હોય અને જે સ્વાભાવિક રીતે પોતાની તેમજ પોતાના કુટુમ્બની જરૂરિયાતથી વાકેફ હોય તેવા સંબંધીઓની તથા આ કામના અનુભવી નિષ્ણાતોની સાથે ચર્ચા કરી, સલાહ લઇ, તેના ગુણદોષોની તુલના કરી પોતાની જરૂરિયાતો તથા સ્થિતિનો મુકાબલો કરી, હિત ધરાવનારાઓની દોરવણીથી ચેતતા રહી, પોતે તથા પોતાના કુટુંબે જ નિર્ણય કરવો જોઇએ.

આ નિર્ણય કરતી વખતે એક યા બીજા કારણે તૈયાર મકાન લેવા વિચાર થાય છે. પરંતુ, તેમ કરવું સલાહભરેલું નથી. તેમ કરવામાં રહેણાક રહેનારને અનુકૂળ થવાને બદલે, રહેનાર રહેણાકને અનુકૂળ થવાની ફરજીઆતમાં આવી પડે છે. જ્યાં પસંદગીની તક છે ત્યાં પોતાને અનુકૂળ નવેસરથી મકાન કરવું તે જ સલાહભરેલું છે.

કેટલાક લોકોને પાયાથી મકાન લેવાનો વહેમ હોય છે અને એવી માન્યતા ઘર કરી રહેલ છે કે નવેસરથી મકાન કરવામાં પોતાને કે કુટુમ્બને માણસનું કે નાણાનું નુકસાન થાય. એ વહેમ છે કે કેમ, તેને માટે જ્યોતિષશાસ્ત્ર કંઇ આધાર આપે છે કે કેમ તેની ચર્ચા કરવાનું અહીં રહેતું નથી. પરંત એ તો નિર્વિવાદ

છે કે શિલ્પ ગ્રન્થોમાં તેને માટે કંઇ આધાર નથી. આ સંબંધી હકીકત ગમે તે હોય; પરંતુ, અત્યારનું સામાજીક જીવન એવી જાતનું થયું છે કે નવેસરથી મકાન બાંધવાની જરૂરિયાત વધારે ને વધારે ઉત્પન્ન થતી જાય છે. એટલે કેટલાક અપવાદો બાદ કરતાં નવેસરથી મકાન કરવાના નિર્ણય ઉપર આવવું તે જ વાજબી ગણાય. સદરહુ નિર્ણય થયા પછી ગામમાં મકાન કરવું કે ગામ બહાર તે સવાલ ઉત્પન્ન થાય છે. અત્યારનું શહેરી જીવન અને શહેર એટલાં બધાં આરોગ્યને હાનિકર બની રહેલ છે કે સાધારણ સંયોગોમાં ગામ બહાર મકાન કરવાના નિર્ણય સિવાય બીજો નિર્ણય હોઇ શકે નહિ.

ઘણા રૂઢિચુસ્તો ગામની અંદર મકાન કરવા માટે રક્ષણ અને બચાવનું કારણ આપે છે; પરંતુ, તે કારણ અત્યારે ટકી શકે તેમ નથી. વિશેષમાં હવાપ્રકાશનાં કારણો ઉપરાંત વિમાની દારૂગોળાની પ્રથાને પરિણામે દરેક દેશે છૂટાં છૂટાં મકાનો કરવાની નીતિ અખત્યાર કરેલી છે. રાષ્ટ્રીય આરોગ્યના નિષ્ણાતોએ અનેક અખતરાઓ કરી એમ પુરવાર કર્યું છે કે અત્યારના શહેરી જીવનથી શહેરીઓની Nervous system ઉપર એટલુ બધું આક્રમણ થાય છે કે શહેરી ઘોંઘાટ તથા વાતાવરણથી દૂર ખુલ્લા ભાગમાં રહેણાક કરવામાં ન આવે તો કાર્યશક્તિ અગર આયુષ્ય અથવા તો બન્ને ઘટી જાય છે. ખુલ્લી રહેણાક માટે આટલુ ભારપૂર્વક કહેવાની જરૂર એટલા માટે પડી છે કે સમાજનો ઘણો મોટો ભાગ એ સંબંધમાં હજુ ઘણો રૂઢિચુસ્ત છે.

અલબત્ત, પહેલ કરનારાઓને શરૂઆતમાં અગવડતા પડે. પરંતુ, દુનિયાના સારા ય પટ ઉપર જે નગરવિધાનીય મોજું ફરી વળ્યું છે, તેને પરિણામે ગામ બહાર રહેનારાઓની જરૂરિયાતો વધારે ને વધારે પ્રમાણમાં પૂરી પાડવાની અનિવાર્યતા અત્યારની કોઇપણ સંસ્કારી સંસ્થા વધારે વખત ખાળી શકશે નહિ અને તેને પરિણામે પહેલ કરનારાઓને શોચ કરવાનું કારણ રહે તેવો સંભવ ઓછો છે.

ગામ બહારના વસવાટ માટે જમીનની પસંદગી કેટલીક વખતે મુંઝવી દેનાર સવાલ થઇ પડે છે. ઘણે ભાગે પડોશ જ પસંદગી નક્કી કરે છે. ખરેખર તેમ જ હોવું જોઇએ. સારો પડોશ એ જ સદાનો સહાયક છે. જમીન પસંદગીમાં નીચેની બાબતો જોઇ લેવી જોઇએ.

૧. પાડોશ

૨. લત્તો

૩. દૈનિક જરૂરિયાતોની જગ્યાઓથી અંતર

૪. ધંધાસ્થળે આવજાવની સગવડ

૫. જમીન જવાબદારી (Loading)

૬. તળપાણીની સપાટી

૭. ભવિષ્યમાં કિંમત વધવાની સંભવિતતા

૮. જમીનનો દર અને કૂલ કિંમત

૯. અંદરના ભાગમાં કે મોટા રસ્તા ઉપર

૧૦. અભિમુખ

૧૧. મકાનને અનુકૂળ આકાર

૧૨. ક્ષેત્રફળ

૧૩. પાયો

૧૪. જમીન સપાટી (દરિયાની સરેરાશ સપાટી ઉપર)

૧૫. નિકાસ (પાણીનો)

૧૬. કુવો (મીઠી જમીન)

૧૭. બગીચાની સગવડ

૧૮. ભવિષ્યની જરૂરિયાતો

આ દરેક બાબત ઉપર ઘણું વિવેચન થઇ શકે. પરન્તુ, સ્થળસંકોચને કારણે ફક્ત નામનિર્દેશ જ કરવો રહ્યો.

જમીનપસંદગી વખતે નિષ્ણાતની સલાહ લેવી તે ઇષ્ટ છે. કારણ કે ઉપરની બાબતોથી સહેજે જોઇ શકાશે કે તેમાંની ઘણીખરી ખાસ અભ્યાસી અને માહિતી ધરાવનાર સલાહકારની જરૂરત માગી લે છે.

ઉપર વર્ણવેલી પૂર્વ તૈયારી થતી વખતે, મકાન માટે કેટલો ખર્ચ કરવો છે તે સવાલ અવારનવાર સહેજે ઉત્પન્ન થાય. તે સર્વ છણાવટની મૂળ ભૂમિકા ઉપર જમીનનું નક્કી થયા બાદ ખર્ચનો આંકડો નક્કી કરવો જોઇએ અને તેનો જોગવાઇ થઇ ગયેથી મકાનની વિગતમાં ઉતરવું એ સ્વાભાવિક પગથિયું છે.



## ૨ : પંક્તિ

પૂર્વ તૈયારી થઇ ગઇ એટલે મકાન બાંધનારે કઇ પંક્તિનું મકાન બાંધવું તે નક્કી કરવાનું રહે છે.

પ્રથમ તો ઉપયોગની દૃષ્ટિએ પંક્તિનો વિચાર કરવો રહ્યો. દાખલા તરીકે, મકાન બાંધનારાઓમાં કેટલાક ખાસ ઉપયોગ માટે બંધાવનાર હોય. ઉદ્યોગશાળા, છાત્રાલય, વિશ્રામ, આશ્રમ, ધર્માલય, રંજનાલય, સેવાલયો, જ્ઞાતિની વાડીઓ, ધર્મશાળાઓ વગેરે સાર્વજનિક કે અર્ધ-સાર્વજનિક ખાસ ઉપયોગ માટે બનાવવાનાં મકાનો આ પંક્તિમાં આવે તે પંક્તિ વિશિષ્ટ તત્ત્વ-વાળી અને તે બંધાવનારની સંખ્યા ઘણા ઓછા પ્રમાણમાં હોય એટલે તેનું વિવરણ પુસ્તકની મર્યાદાની બહાર રહે છે.

ઉપરની શ્રેણી બાદ કરતાં ઉપયોગની દૃષ્ટિએ બે મહત્ત્વના વર્ગ આવે (૧) રહેણાક (૨) દુકાન. રહેણાકના વળી બે ભાગ પાડી શકાયઃ–

૧. કમાઉ

૨. બિનકમાઉ

આ વર્ગનિર્દેશ ગૃહવિચારની સ્પષ્ટતા અર્થે છે. ખરી રીતે તેના Water -tight exclusive ભાગ પડી શકે નહિ. પરંતુ, પંક્તિ નક્કી કરતી વખતે તેનો વિચાર તો કરવો જોઇએ. કોઇ માણસ મકાન પોતાને રહેવા માટે બાંધે, પરંતુ પોતાનું કુટુમ્બ નાનું હોય, અગર તો તેને પાડોશની (Company) જરૂર હોય તો એવી રીતે મકાન બાંધે કે પોતે રહી શકે અને સાથેસાથ અમુક ભાગ બીજાને આપી શકે. આ ભાગ બાજુમાં હોય અગર ઉપર પણ હોય. તેમજ મકાનધણી પોતે ઉપર રહે અને ભાડુત નીચે રહે, તેમ પણ બને. ઘણીવાર મકાનધણી બહારગામ રહેતો હોય તો ઉપરનો કે નીચેનો ભાગ ભાડે આપે કે જેથી મકાન અને જગ્યા સચવાય. લીધેલી જમીન એવી જાતની હોય કે જ્યાં રહેનારને એકલું રહેવું સલામતીભરેલું ન લાગે તો તેને માટે પેટા-મકાનમાં અગર તો મુખ્ય મકાનમાં અન્ય માટે ગોઠવણ કરવામાં આવે. આ પ્રમાણે પડોશ, સાચવણી, અને રક્ષણની એમ ત્રણ દૃષ્ટિએ મકાનની ધાટી નક્કી થાય. આ મુખ્ય ઉદ્દેશ સિવાય બીજા નાના મોટા વિચાર પણ મકાનની ધાટી નક્કી કરતી વખતે કરવાના રહે છે. મતલબ, મકાનની પંક્તિ કમાઉ વર્ગની ન હોય તો પણ ઉપર જેવી વસ્તુસ્થિતિને પરિણામે કિસ્સાવાર ઘરની પંક્તિ નક્કી થાય. એ ઉપરાંત મકાન બાંધનારને ભવિષ્યનો પણ વિચાર કરવાનો હોય છે. દાખલા તરીકે, ભવિષ્યમાં ભાઇઓ જુદા થાય, દીકરાઓ ચુલા જુદા કરે, કુટુમ્બની જરૂરિયાત વધી પડે, વસ્તુસ્થિતિ પલટી જાય વગેરે જેવા સંયોગો ભવિષ્યના ગર્ભમાં રહેલા હોય તે સર્વનો વિચાર કરી લેવો જોઇએ.

સાધારણ રીતે મકાન બાંધનારાઓમાંનો ઘણો ભાગ આ કોટિનો હોય છે. પરન્તુ, ઘણા લોકો એવો પણ આગ્રહ રાખે છે કે હાલની જરૂરિયાતનો જ પરિપૂર્ણ વિચાર કરવો અને તેને હરકત ન પહોંચે તેવી જ રીતે ભવિષ્યને માટે જોગવાઇ થતી હોય તો હરકત નથી; પરંતુ હાલની જરૂરિયાતને ભોગે તો ભવિષ્યની ગોઠવણ કરવી નહિ. અહીં એટલી પણ નોંધ કરવી જોઇએ કે આવી વિચારસરણીવાળાની સંખ્યા વધતી જાય છે. વિશેષમાં આપણી રહેણીકરણીમાં દુનિયાભરના શોધખોળ, વિચારધોધ અને સંયોગપલટાને પરિણામે એટલી ઝડપથી ફેરફાર થતો જાય છે કે અત્યારની સ્થિતિએ કરેલો ભવિષ્યનો વિચાર વખતે નિષ્ફળ નીવડે અને પરિણામ એવું આવે કે ન તો વર્તમાનને અનુકૂળ થાય, ન તો ભવિષ્યને અનુકૂળ થાય. મતલબ, એ મકાન વધતેઓછે અંશે વસનારાઓની

સંપૂર્ણ સગવડ સાચવનારૂં અને નહિ. આ બધી દલીલો દરેક મકાન બંધાવનારે કરવાની હોતી નથી. પરંતુ, તેની હયાતીની માહિતી તો હોવી જોઇએ.

રહેણુક ઘરના બિનકમાઉ વર્ગની ઉપયોગની દષ્ટિએ છણાવટ ઉપર કરી. હવે તેની વિગતને અંગેની પંક્તિનો વિચાર કરવો રહ્યો. તેના દાખલા નીચે પ્રમાણેઃ–

(૧) ચોકવાળું કે ચોક વિનાનું,

(૨) એક બારણું દેવાથી કબજાબંધ થાય તેવું,

(૩) ઓસરી, પરસાળ, ઓરડાની ગોઠવણવાળું કે ઓરડાઓની ફૂલગુંથણી વાળું (બંગલા ટાઇપ),

(૪) માળવિનાનું, માળવાળું કે બે માળવાળું,

(૫) દરેક શયનખંડ હમામવાળું કે હમામવિનાનું,

(૬) રસોડું, કોઠાર વગેરે ઉપખંડો સંયુકત, અર્ધ–સંયુકત, અર્ધ છૂટા કે તદ્દન છૂટા,

(૭) ઓસરીવાળું કે ઓસરી વિનાનું,

(૮) જોડીયું ઘર,

(૯) ચોપટ ઘર,

(૧૦) મહુલી કે હવેલી (Villa કે Mansion),

(૧૧) ધંધાની જરૂરિયાતવાળું કે વિનાનું (ડાકટર, અમલદાર, વેપારી, વકીલ શરાફ, વહીઆતી),

(૧૨) ભંડકની અનિવાર્યતાવાળું કે વિનાનું,

આ દરેક બાબત ઉપર ખૂબ વિવેચન થઇ શકે. તેના દરેકના ગુણદોષનું વિવરણ રસદાયક અને માહિતીપ્રદ થાય. પરંતુ તે સર્વ માટે અહીં સ્થળ

નથી. છતાં આટલા દાખલાં બંધાવનારને પોતાની વિગત નક્કી કરવામાં જરૂર સહાયરૂપ થશે.

કમાઉ વર્ગના મકાનમાં દુકાન, ચાલી, ભરવાડી કે તેવા ધંધાનાં મકાનો અને કારખાનાંઓ : એ ચાર મુખ્ય ગણાય. મોટાં કારખાનાંઓ વિષે અહીં છણાવટ કરવાનું રહેતું નથી. નાનાં કારખાનાંઓ જેવાં કે–છાપખાનાં, ઘંટી, મોટર શોપ, વણાટ, રંગ, સાબુ કે એવાં વીજળીથી ચાલતાં કારખાનાંઓને જ અહીં સ્થાન છે. પરંતુ તે સાર્વજનિક કે અર્ધ–સાર્વજનિક મકાનોની માફક ઓછી સંખ્યામાં થતાં હોઇ, તેનો ખાસ વિચાર કરવાપણું અહીં રહેતું નથી.

ભરવાડી જાનવરોને રાખવાનાં મકાનો નગરવિધાનનું એક મહત્ત્વનું અંગ છે. સ્વચ્છ દૂધ જનસુખાકારીની એક આવશ્યકતા છે. સ્વચ્છ દૂધ, સ્વચ્છ ભરવાડી વસવાટ સિવાય શક્ય નથી. ઢોરોને રાખવાનું સ્થળ, દૂધ દોહવા રાખવાની જગ્યાની સ્વચ્છતા, તેનાં વાસણ માંજવાની અને બિનચેપી બનાવવાની જોગવાઇ, ભરવાડોના રહેણાક અને ઢોરોની કોડ વચ્ચેનો વ્યવહાર તથા ગોઠવણ વગેરે તમામનો સ્વચ્છતા અને સગવડતાની દૃષ્ટિએ નિર્ણય થવો જોઇએ અને તે સંબંધમાં જેટલી વિચારશક્તિ ખર્ચાય તેટલી ઓછી છે. આ પ્રશ્નનું મહત્ત્વ હરહંમેશ વધતું જાય છે. તેનો વિચાર સમગ્ર દૃષ્ટિએ કરવો પડે તેમ છે. તેને માટે ખાસ કાયદા ઘણાં સ્થળોએ ઘડાયા છે અગર ઘડાવામાં છે એટલે એ પ્રશ્ન ખાસ વિવરણ માગે જે આહીં સ્થાને નથી.

ભરવાડી રહેણાકથી સહેજ ઉતરતો પ્રશ્ન ચાલીઓના વસવાટનો. સાધારણ રીતે ચાલીઓનો રિવાજ નીકળી જવો જોઇએ એમ સિધ્ધાંતની દૃષ્ટિએ કહેવું જોઇએ; પરંતુ, વ્યવહારમાં તે શક્ય નથી. લોકોની સ્થિતિ, ધંધાની જરૂરિયાત વગેરે કારણોને લઇને ચાલતો રિવાજ તદ્દન નાબૂદ કરવો તે હજુ સુધી શક્ય બન્યું નથી. આવી ચાલમાં રહેનારાઓ શેર કાઢી આડકતરી રીતે માલિક બની શકે, અગર તો તેવી ચાલી મૂડી રોકનારાઓ કરે. ગમે તે થાય પણ તેની પંક્તિ તો જેમની તેમ રહેવાની.

ભાગીદારી ચાલીમાં ફળીયું, પાયખાનાં, ન્હાવાધોવાનાં સ્થળો, ઝાંપાઓ, વગેરે મજમુ હોવાથી બરાબર સચવાતા નથી. તેને પરિણામે ભાગીદારી ચાલીનો

પ્રચાર હજુ થવો જોઇએ તેટલો થયો નથી. ઉપરાંત, ચાલીઓમાં રહેનારા ઘણે ભાગે સ્થાયી રહેનારાઓ નહિ હોવાથી આ તત્ત્વ પ્રચાર પામ્યું નથી. વિશેષમાં આવા સહકારી વિચારનો હજુ બરાબર પ્રચાર થયો નથી. આવી વસ્તુસ્થિતિને લીધે એકધણીયાતી ચાલીનો પ્રચાર વધારે પ્રમાણમાં છે. ચાલીઓ કરનારાએ કેવી જાતના ભાડુતો માટે ચાલી કરવામાં આવે છે તે પ્રથમ નક્કી કરી લેવું જોઇએ. આ લત્તામાં કેવી જાતના ભાડુતો આવશે તેની પણ તપાસ તજવીજ પ્રથમથી જ કરવી જોઇએ. તેણે એ પણ યાદ રાખવું જોઇએ કે ભાડુતોનાં સુખ, સગવડ અને સંતોષ એ જ તેની રોકેલાં નાણાંની ખરી બાંહેધરી છે, અને તેની પંક્તિ નક્કી કરતી વખતે એ દૃષ્ટિ મુખ્યત્વે રાખવી જોઇએ.

સસ્તા ભાડાની ચાલીઓનો પ્રચાર ધીમે ધીમે વધતો જાય છે. ઘર પ્રશ્નની સાર્વત્રિકતાનું તે સચોટ સૂચન કરે છે. પરંતુ તેમાં કેટલીક વાર અથાણા સારૂ શિરામણ બગાડવા જેવું થાય છે; બંધાવનાર Condenscesion વૃત્તિ રાખે છે. ખરૂ જોતાં તેમાં કમાઉ ચાલી કરતાં જરાપણ ઓછી સગવડ ન જોઇએ.

ઉપર વર્ણવેલા કમાઉ પંક્તિના ત્રણ વર્ગોથી દુકાનનો વર્ગ તદ્દન નિરાળો છે એમ કહીએ તો ખોટું નથી. દુકાન એટલે ક્રયવિક્રયના સ્થાનમાં વખાર તથા નાનકડી કર્મશાળાઓ આવી જાય. નગરવિધાનના મૂળભૂત સિદ્ધાંતોમાં હવે એ સિદ્ધાંતો તો ચોક્કસપણે સ્વીકારવામાં આવેલ છે કે એકલી (Exclusive) રહેણાકને બદલે રહેણાક અને દુકાનની બરાબર ગુંથણી થવી જોઇએ. દૈનિક જરૂરિયાતો પૂરી પાડવાની સગવડ વિના કોઇ પણ નગરવિધાન પ્રગતિ કરી શકે નહિ. તેની સામે આંગણે આંગણે દુકાનોનો રિવાજ એથી પણ ખરાબ ગણાય. મતલબ, મુકરર કરેલ યોજના પ્રમાણે નિર્ણીત કરેલ જગ્યાએ દુકાનોની ફરજિયાત અને સિવાયના ભાગમાં તેની બંધીની ચુસ્તપણે જે નગરવિધાનમાં જોગવાઇ હોય, તે સર્વાંશે સફળ બને છે. કેટલાંક સ્થળોએ એકલી રહેણાક (exclusive residential area) રાખી દુકાનબંધી કરેલી અને પાછળથી તે ખેંચી લેવી પડી, જેને પરિણામે રહેણાક તથા દુકાન બન્ને નગરવિધાનની દૃષ્ટિએ અગવડતાવાળાં બન્યાં; પરંતુ, જ્યાં પહેલેથી જ બજારની એટલે દુકાનોની જોગવાઇ કરવામાં આવી હોય ત્યાં દુકાન અને રહેણાક બન્નેને સગવડ થાય છે. બજારનું નિયંત્રિતપણું એ દુકાનમાં મૂડી રોકનારને બાંહેધરીરૂપ છે.

દુકાન કરવાના વિચારવાળાએ પ્રથમ આ સંબંધી નગરવિધાનનું નિયંત્રણ તપાસવું જોઇએ, અને તેની ખાત્રી કરી પોતાના બાંધકામની પંક્તિ નક્કી કરવી જોઇએ. આ સંબંધમાં એ પણ નોંધ કરવાની રહે છે કે દુકાન અને દુકાનદારની રહેણાક સાથે હોવાં જોઇએ એવી કેટલાકની માન્યતા છે જ્યારે તેથી વિરૂદ્ધ મત કેટલાક એવો ધરાવે છે કે દુકાનદારને તેના વાતાવરણમાંથી બહાર લઇ લેવો જોઇએ. છતાં એટલુ તો સ્વીકારવું જોઇએ કે હાલને તબક્કે દુકાનદાર તો ઘણે ભાગે દુકાનની ઉપર જ કે તદ્દન નજીકમાં પોતાની રહેણાક કરવાનું પસંદ કરે છે. દુકાન બંધાવનારે સામાજીક જીવનનાં આવાં આવાં અંગોનો પણ વિચાર કરવો જોઇએ.

ઉપરના વિવરણથી મકાન બંધાવનારે પૂર્વ તૈયારી પછી શું વિચાર કરવો જોઇએ તેનો ખ્યાલ સહેજે આવી જશે અને તદનુસાર પંક્તિ નક્કી કર્યા પછી બાંધકામનું તળ નક્કી કરવાનું રહેશે.



# ૩ : તળ

પંક્તિ સંબંધી પૃથક્કરણ કર્યા વિના તળનું નિરાકરણ કરવાનું કામ હાથમાં લેવામાં આવે તો વિચારોનો ગોટાળો થઈ જાય છે પંક્તિ નક્કી કર્યા પછી તળનો વિચાર સહેજે સરલ બને છે.

તળના મુખ્ય વિભાગ નીચે પ્રમાણે છે –

(૧) ચતુશ્શાલ

(૨) ત્રિશાલ

(૩) દ્વિશાલ

(૪) દંડક

(૫) ત્રિરત્ન

(૬) પંચરત્ન

(૭) સપ્તરત્ન

(૮) નવરત્ન

આ વર્ગીકરણ મકાન તથા મકાનની પાંખોની ગોઠવણીનાં ખોખાં ઉપરથી થએલ છે.

ચતુઃશાલમાં ચારે બાજુ મકાનો આવે અને ઓરડાઓની ગોઠવણી એક-સરખી અથવા વધારેઘટાડે થાય. આ જાતની પ્રથા અત્યારસુધી બહુ પ્રચલિત હતી અને તેમાં ઘણી જાતની સગવડ રહેતી. ચતુઃશાલનો વચલો ભાગ ઘણે ભાગે ખુલ્લો રહેવાથી હવાપ્રકાશનો એક સગવડભર્યો કોઠો (Shaft) રહે. મકાન બહારથી બહુ ભવ્ય લાગે, છતાં તેમાં તે પ્રમાણમાં ખર્ચ બહુ ઓછો થાય. આ ગોઠવણથી ઉનાળામાં ગરમી અને તેજની આંધી (Glare) ઓછી લાગે. શિયાળામાં ઠંડો પવન સીધો આવતો અટકે. ચોમાસાની ઋતુમાં વીજળી કે તોફાનથી ઘરનો ઘણો ભાગ બચે. હવાપ્રકાશ ચળાઈને આવે તેથી બન્ને મુલાયમ બને. ચતુઃશાલની ગોઠવણી મલાજા માટે થઈ હોય કે રક્ષણ માટે થઈ હોય કે તે બન્ને માટે થઇ હોય તો પણ સ્થાપત્યની દૃષ્ટિએ, હિંદની આબોહવાને માટે અને ખાસ કરી ગુજરાતને માટે તો સ્તુત્ય છે. આ ગોઠવણીને અંગે વાતાવરણ શાંતિભર્યું સાંપડી શકે; તેમજ ઘરના જુદા જુદા ભાગ જોડાયેલા હોવા છતાં એકાંતવાળા કરી શકાય. ઉપરાંત, ચારે બાજુ વપરાશની સગવડ હોવાને કારણે ઋતુના વાર્ષિક, માસિક કે પાક્ષિક ફેરફારો પ્રમાણે સગવડભરી રહેણાક થઇ શકે; તેટલું જ નહિ, પણ રૂતુના દૈનિક ફેરફાર પ્રમાણે પણ વપરાશ ગોઠવી શકાય. દાખલા તરીકે, ઉગમણા ઓરડા પ્રાતઃકાળમાં શાન્તિ, સ્વાસ્થ્ય અને ભક્તિનું સરસ વાતાવરણ જમાવે. તેવી જ રીતે સંધ્યાકાળે આથમણા ઓરડા અનુકૂળતાવાળા બને. આ ગોઠવણીની ઝીણી ઝીણી વિગતોમાં ઉતરીએ તો ઉપર જેવા ઘણા ગુણો ગણાવી શકાય; તેમ થોડા દોષો પણ મળી આવે. ખાસ કરી મકાનવધારાની અગવડ અને વચલા ભાગના નિકાસની મુશ્કેલી તેના મુખ્ય દોષો ગણાય. પરંતુ પુસ્તકના ઉદ્દેશ પુરતું આટલું બસ થશે.

ત્રિશાલ એ ચતુઃશાલનો પ્રકાર છે. તે પૂર્ણ ત્રિશાલ અગર અર્ધ-ચતુશાલ બની શકે. મકાનની ઓછી જરૂરિયાતને અંગે અગર તો ખર્ચને

અંગે હાલમાં ત્રિઃશાલનો પ્રચાર કોઇ કોઇ જ્ગ્યાએ થતો હોવાનું જોવામાં આવે છે અને પાછળના ભાગમાં વંડી કરી તેને અર્ધ-ચતુઃશાલ બનાવવામાં આવે છે. આમ કરવાથી ચતુઃશાલના કેટલાક દોષો હણાય છે તેમ કેટલાક ગુણો પણ ઓછા થાય છે. એકંદર રીતે, વ્યવહારૂ દ્રષ્ટિએ ચતુઃશાલ ખર્ચને અંગે કે એવા બીજા કોઇ કારણે શક્ય ન બને તો ત્રિઃશાલનો પ્રકાર અર્ધ-ચતુઃશાલ એ ભલામણ કરવાલાયક ગોઠવણ ગણાય.

નામની સરખામણીથી જોતાં દ્વિશાલ ઉપલા બે વર્ગ જેવી ગોઠવણી પ્રથમ દૃષ્ટિએ લાગે. પરન્તુ, સ્થાપત્યની દૃષ્ટિએ વસ્તુસ્થિતિ એ પ્રમાણે નથી. જેને ઘણા લોકો "L" shapeના નામથી ઓળખે છે તે જાતનું આ તળ કહેવાય. ઘણાં દ્વિશાલ મકાનો પાછળથી ત્રિઃશાલ કે ચતુ: શાલ બની જાય છે. કેટલાક કિસ્સામાં પાછળથી વધારો કરવાના ઇરાદાથી જ દ્વિશાલ તળ બનાવવામાં આવે છે. કેટલાક ઘરધણીઓ દ્વિશાલનું અંદરનું આંગણું એ જ તેનું મહત્ત્વનું અંગ ગણી, એક પાંખમાં રસોડું વગેરે કરી અને એક પાંખમાં રહેણાક કરી, બેઠક માટે આંગણું વાપરવાની રીત પસંદ કરે છે.

લાંબી પટ્ટી કે દાંડીયાની માફકનું મકાન એ દંડક કહેવાય છે. અર્ધ ચંદ્રાકાર, સર્પાકાર, કાર્મૂકાકાર કે એવી ગોઠવણી દંડકનો એક પ્રકાર છે. જ્યાં ઋતુ પોતાનું ઉગ્ર કે આકરૂ સ્વરૂપ બહુ બતાવતી નથી ત્યાં આ જાતની ગોઠવણી બહુ સગવડવાળી ગણાય. પુષ્કળ હવા અને પુષ્કળ પ્રકાશ તે આ તળની વિશિષ્ટતા છે. જ્યાં ઘરની જરૂરિયાત મોટી છે ત્યાં આ ગોઠવણીથી મકાન ઘણું લાંબું થઇ જાય અને ઉપયોગમાં અગવડતા આવે. જમીનનો મ્હોરો ઘણે ભાગે આ ગોઠવણી માટે સાંકડો પડે. પરન્તુ, જ્યાં મ્હોરો મળી શકે ત્યાં આ જાતની ગોઠવણીથી એક ભવ્ય દર્શન લાવી શકાય. જ્યાં મકાનની જરૂરિયાત બહુ મોટી નથી અને જ્યાં ઋતુની તીવ્રતા ઝાડપાન કે એવી ગોઠવણીથી નરમ કરી શકાય અને જ્યાં લીધેલી જમીન દંડક તળને અનુકૂળ હોય ત્યાં આ ગોઠવણી કરવી તે ઇષ્ટ છે.

ત્રિરત્નની ગોઠવણ એ દ્વિશાલ અને દંડકના સમન્વય જેવી ગણાય અને બન્નેના ગુણદોષ વત્તેઓછે અંશે તેમાં આવે. આ જાતની ગોઠવણ મ્હોરામાં મુખ્ય

ખંડો અને પાછળના ભાગમાં વપરાશના ખંડોની પટ્ટી મૂકવાથી બને છે. આ ગોઠવણમાં મકાનવધારાની જોગવાઇ સગવડભરી રહી શકતી નથી.

વચમાં એક યા વધારે ખંડ અને ચારે ખુણે અગર બાજુમાં એક એક ખંડ, તેવી જાતનું તળ પંચરત્ન વર્ગમાં આવે. આ જાતની ગોઠવણ હાલ બહુ જ પ્રચારમાં છે. આ ગોઠવણીની એક તરી આવે એવી ખામી તે વચલા ભાગનાં હવાપ્રકાશ ઘણી ઉણપવાળાં રહે, તે છે. ઘણે ભાગે આ ગોઠવણમાં વચલો ખંડ અંધારો અને હવાવિનાનો રહે છે, અને અધૂરામાં પૂરૂં આ ખંડ જ આખા મકાનનો મહત્ત્વનો ભાગ હોય છે. અલબત્ત, એટલું કહેવું જોઇએ કે ઉનાળાના બહુ ગરમીના દિવસોમાં તે ખંડ ઠંડો રહે છે. પરંતુ, તેની ઠંડકની કિંમત હવાપ્રકાશના અભાવને લીધે ઘણી ઘટી જાય છે. સાથે સાથે એ પણ કહેવું જોઇએ કે મૂળમાં પંચરત્નની ગોઠવણ રાખીને પણ વચલા ખંડના કેટલાક દોષો નિવારી શકાય. સાધારણ રીતે આ ગોઠવણીમાં ચારે ખુણે ખંડ હોય છે. બહુ તો આવજાવની સગવડ માટે જરા દૂર ધકેલાય અગર તો પરબારા વચલા ખંડમાંથી પ્રવેશ આપવા માટે પાસે લઇ શકાય; છતાં ગોઠવણીના મૂળમાં તે પંચરત્ન રહે છે. આવા ખંડો ઘણે ભાગે એક એક જ હોય છે. પરન્તુ, તેના વિભાગ કરી બે કે ત્રણ કરવામાં આવે છે. છતાં, ખોખા તરીકે તો એક એક જ રહે છે.

વચલા ખંડને છ બાજુ કરી છએ બાજુ ઉપર ખંડો ગોઠવવામાં આવે અને વચલા ખંડની ચોરસાઇ ઘણી ઉંચી લઇ તેમાં હવાપ્રકાશની ગોઠવણી કરવામાં આવે, તે રીત સપ્તરત્ન ગોઠવણીવાળી ગણાય. કંઇક નવીન અને વિચિત્ર કરવું તે જ પ્રગતિ કે સ્થાપત્યની નિશાની છે અગર તેમ કરવાથી પ્રગતિશાળી ગણાશું, એ વિચારસરણીને પરિણામે અત્યારે આ ગોઠવણીને બંધબેસતાં તળોવાળાં મકાનો થતાં જોવામાં આવે છે. આ ગોઠવણીમાં વચલા ભાગને છ હાંસ કે આઠ હાંસ હોઇ શકે; પરંતુ તેની ગોઠવણીનો સિદ્ધાંત ઉપર વર્ણવ્યા પ્રમાણે હોય છે. ભૌમિતિક આકૃતિ એ આ વર્ગની વિશિષ્ટતા છે. બીજા વર્ગમાં આવી આકૃતિ ન આવે તેમ નથી; પરન્તુ, આ સપ્તરત્ન વર્ગમાં તો ભૌમિતિક આકૃતિ એ મૂળ અંગ છે. ઘણે ભાગે વપરાશમાં આ ગોઠવણી અનુકૂળતાવાળી જણાતી નથી. અને પાછળથી વધારા કરવાની અનિવાર્ય જરૂરત ઘણે

ભાગે ઉભી થાય છે. ભૌમિતિક આકૃતિને કારણે દેખાવની વિવિધતા કે વિચિત્રતા કે જેના ઉપર આ તળનો આધાર છે તે આવા વધારા વખતે મારી જાય છે. વિશેષમાં મૂળમાં જ આ વર્ગ ખર્ચાળ છે અને પાછળથી વધારાને અંગે વધારે ખર્ચાળ બને છે. આ જ વર્ગમાં વચલો ભાગ મોટો તથા ખુલ્લો કરી ઉપર વર્ણવ્યા મુજબ આસપાસ ખંડો ગોઠવવામાં આવે તો તે ચતુઃશાલનો એક પ્રકાર બની જાય છે. સમસ્ત ગોઠવણમાં જમીન પણ પ્રમાણમાં બગડે છે અને તેની વેંત બરાબર રહેતી નથી, છતાં જે ઘરધણીને વિચિત્રતા પસંદ હોય તેને માટે આ ગોઠવણ પર જવું તે સલાહભરેલું થઇ પડશે.

પંચરત્નની મૂળ ગોઠવણી ઉપર, ચારે ખૂણે બીજે તર્ફે ચાર ખંડ ગોઠવાય, તે તળ નવરત્ન વર્ગમાં આવે. આવી ગોઠવણી બહુ જૂજ પ્રમાણમાં પ્રચલિત છે. તાજમહાલના ચારે બાજુના મિનારા નજદીક ગોઠવાય તો જે તળ આવે તે નવરત્ન વર્ગમાં આવે. દેખીતી રીતે આવી ગોઠવણી મોટાં મકાનો અને દર્શનમાં વિશિષ્ટ તત્ત્વ ધરાવતાં બાંધકામોમાં જ આવવાનો સંભવ છે, એટલે તે સંબંધી ચર્ચા કરવાનું અહીં પ્રાપ્ત થતું નથી.

ઉપર વર્ણવેલા વર્ગો ખ્યાલ લેવા પૂરતા જ છે. તે વર્ગો પૈકી બે કે તેથી વધારે વર્ગની ગોઠવણી એક જ તળમાં આવી શકે. ઉપરાંત થોડા થોડા ફેરફારથી તળની ધાટી ફેરવી શકાય. દાખલા તરીકે, રસ્તાના ચોક ઉપર આવેલુ મકાન મૂળમાં દ્વિશાલનું રહે. છતાં તેનો ખુણો ભાંગી રસ્તાની ગોળાઇના મેળમાં લેવામાં આવે તો દ્વિશાલ વર્ગનું હોવા છતાં તેની વિશિષ્ટતા તુરત તરી આવે. તેવી જ રીતે ત્રિરત્ન સાથે જોડાએલી ચતુઃશાલ કે ત્રિઃશાલની ગોઠવણી કેટલીક જગ્યાએ સલાહભરેલી થઇ પડે છે. દાખલા તરીકે, આ ગોઠવણ દાકતરના રહેણાકના મકાન અને દવાખાનું સાથે હોય તો સગવડભરી થાય. આવાં આવાં જોડાણો અનેક રીતે થઇ શકે અને જમીનનો આકાર, જરૂરિયાત, દિશા વગેરેને અંગે તે ભલામણપાત્ર બને.

તળ નક્કી કરવામાં મકાનધણીને અગર તો તેના કુટુમ્બના અમુક વિચારો તેમજ ધંધાની જરૂરિયાત ગોઠવણની અનિવાર્યતા ઉભી કરે છે. દાખલા તરીકે, કેટલાક ઘરધણીઓ એમ જ આગ્રહ રાખે છે કે ઘરમાં કોઇ આવતુંજતું હોય તો રસોડામાંથી તુરત નજર પડવી જોઇએ. વળી કોઇ એમ પણ કહે કે આવનારની

નજર રસોડાની સામગ્રી કે રાંધનાર તરફ પડે તો હરકત નથી; પરંતુ રસોડાએ ચોકીની ગરજ સારવી જોઇએ. જ્યારે બીજો ઘરધણી એમ જ કહે કે રસોડામાંથી આવનારજનાર ઉપર નજર પડવી જોઇએ, પણ રસોડા ઉપર સીધી નજર કોઇની પડે નહિ એમ થવું જોઇએ. ઘરધણી કોઇ વકીલ હોય તો તે એમ વિચારે કે તેના અસીલો જાતજાતના અને ભાતભાતના આવતા હોઇ બારોબાર આવી બારોબાર ચાલ્યા જાય અને ઘરના બીજા કોઇ પણ ભાગ ઉપર તેની સીધી કે આડી નજર ન પડી શકે તેમ થવું જોઇએ. ડૉકટરના ઘરમાં ડૉકટરે આવનાર દર્દીની સગવડ, ઘરની શાન્તિ, અસૂરસવાર દર્દી કે દર્દીના તરફથી અજાણ્યાનું આગમન વગેરેનો વિચાર કરવો ઘટે. વેપારીને પોતાની જરૂરિયાતનો ખ્યાલ કરવો જોઇએ. અમલદારને પોતાની હાલની જરૂરિયાત તેમજ પોતે નિવૃત્ત થાય ત્યારની જરૂરિયાત : એમ બન્ને સ્થિતિ નજરમાં રાખી પોતાના મકાનનું તળ નક્કી કરવું જોઇએ. ચિત્રણ જે ધંધામાં લગભગ અનિવાર્ય છે તેના ધંધાવાળા ઉત્તરાદો પ્રકાશ આવે તેવી રીતે પોતાના મકાનનું તળ નક્કી કરે. મતલબ, જુદી જુદી જરૂરિયાતોને અંગે તેમજ રહેણીકરણીના ફેરફારને અંગે તળનું નિરાકરણ કરવું જોઇએ. પંક્તિ-પ્રકરણમાં જે શૈલીઓ ગણાવી તે ઉપરાંતની આ તળની વિશિષ્ટતા છે. કિસ્સા પરત્વેની આવી વિશિષ્ટતાઓ હોવા છતાં, કેટલીક અનિવાર્યતા ધ્યાનમાં લેવી જોઇએ. તે અનિવાર્યતામાં અહીંની આબોહવા અને રહેણીકરણી જોતાં અલિંદ અથવા ઓસરી મુખ્ય ગણાય. જે અભ્યાસીઓએ નિરીક્ષણ કર્યું હશે તે બેધડક કહી શકશે કે કુટુમ્બના લગભગ સઘળા માણસોનો દિવસનો ઘણો સમય ઓસરીની બેઠકમાં જાય છે. જેમ અત્યારે એક ખંડવાળા રહેણાક (One room tenament)ની બાંધી છે તેમ અગાઉ અલિંદ વિનાના રહેણાકની બાંધી હતી, એમ પ્રાચીન શિલ્પગ્રન્થોના અભ્યાસની તારવણી ઉપરથી નીકળી આવે છે. એ વસ્તુ તથા અલિંદના વપરાશનુ વિસ્તારણ એમ પુરવાર કરે છે કે ઓસરી વિનાનું મકાન તે ઘર નહિ પણ વખાર જ હોઇ શકે. પશ્ચિમના દેશોમાં ઓસરી વિનાનાં મકાન ઘણા પ્રમાણમાં જોવામાં આવે છે. તે પ્રચાર તેની આબોહવાને અંગે કે તેની રહેણીકરણીને અંગે કે તેની પરંપરાને અંગે કે કરકસરને અંગે છે કે કોઇ બીજા કારણે તે ચોક્કસપણે કહી શકાય નહિ. અગર જો, આબોહવાને અંગે અલિંદનો એક પ્રકાર પશ્ચિમના દેશો માટે અનિવાર્ય થનો જોઇએ એમ વૈજ્ઞાનિક દલીલથી સાબિત થઇ શકે. પરંતુ, એ રિવાજ હિંદમાં લાવી, ઓસરી વિનાનાં મકાન કરવાને જરાપણ સ્થાન નથી.

સાથે સાથે એટલી નોંધ કરવી જોઇએ કે આ અલિંદ વિનાનાં મકાન કરવાના રિવાજથી એક ઓટલા જેવું તળ ઉદ્‌ભવ્યું છે. તે જાતમાં એક ચોરસના ચાર કે વધારે ભાગ કરી વચમાં આવજાવ માટે ચાલી મૂકી ખંડ કે ઉપખંડમાં જવા માટે ચાલીઓમાં ફાંટા મૂકી, તળ બનાવવામાં આવે છે. પરિણામ એ આવે છે કે ઘણે ભાગે આ ચાલ અંધારી બને છે અને ખંડ ઉપખંડને સોંસરવાં હવા-પ્રકાશ મળી શકતાં નથી. અલબત્ત, ખર્ચમાં કંઇ ફાયદો થાય છે. પરંતુ, તે ફાયદો કરવા કરતાં ખંડ કે ઉપખંડ ઘટાડી બાંધકામનું તેટલું ક્ષેત્રફળ ઉપયોગી ઓસરીમાં કે સોંસરવા હવાપ્રકાશની ગોઠવણમાં લેવું એ વધારે સલાહભરેલું છે.

અલિંદનું આ મહત્ત્વ સમજ્યા પછી સહેજે ખ્યાલ આવી શકશે કે તેની લંબાઇ પહોળાઇમાં સંકોચ કરવો જોઇએ નહિ. છ ફુટની ઓસરીને અલિંદ નહિ પણ હાલચાલ કે જોડા રાખવાની જગ્યા ગણાય. ઓસરીની પહોળાઇ આઠ નવ ફુટ કે તેથી પણ જેટલી પહોળી રાખી શકાય તેટલી વધારે રાખવી જોઇએ. મધ્યમ કોટિનાં ઘરો માટે દસથી બાર ફૂટની ઓસરી વાજબી માપવાળી ગણાય. મોટાં મકાનોમાં પંદર ફુટના માપની ઓસરી ગોઠવી શકાય તો તે વધારે સારૂં.

ઓસરીને તદ્દન બંધ કરી દેવાનો રિવાજ બિલકુલ નાપસંદ કરવાલાયક છે. રક્ષણને અંગે બંધ કરવામાં આવે છે તે એક રીતે ક્ષન્તવ્ય છે, પરન્તુ તેમાં મોયલા જાળી કે એવી પારવી આડચથી બંદોબસ્ત કરવો તે વધારે વાસ્તવિક ગણાય. વાછંટ કે તડકા માટે ઓસરી બંધ કરવી તેનો કંઇ અર્થ જ નથી. જો ચતુઃશાલ કે અર્ધ-ચતુઃશાલ ગોઠવણી કરેલ હોય અને ઓસરી અંદરના ભાગમાં હોય તો રક્ષણ માટે તો તેને બંધ કરવા જરૂરિયાત રહેતી નથી. વળી ચતુઃશાલ ગોઠવણીમાં વાછંટ અને સીધો તડકો એવી રીતે રોકાય છે કે તેને લઇને ઓસરી બંધ કરવી પડે નહિ. વાછંટના સંબંધમાં એમ પણ કહેવું જોઇએ કે બીજા દેશોની માફક અહીં બારે માસ અથવા વર્ષનો ઘણો ભાગ વરસાદવાળો જતો નથી. ઉલ્ટું, વર્ષાઋતુના ચાર માસ ગણાતા હોવા છતાં, ખરેખર વરસાદના દિવસો તો ત્રણસો પાંસઠમાંથી ભાગ્યેજ ચાલીસ પચાસ ગણાય; તેમાં વળી વા, ઝડી અને વાછંટના તો પાંચ દશ જ ગણાય; એટલે વરસના પાંચદશ દિવસ માટે ત્રણસોપાંસઠ દિવસ ખામી ભોગવવી તે યોગ્ય નથી. મતલબ,

પશ્ચિમના દેશોની સરખામણીમાં હિંદી સ્થાપત્યનું તરી આવે એવું આ અંગ અલિન્દને બંધેજ વગેરેથી બેડોળ અને નિરૂપયોગી કરવું જોઇએ નહિ.

ઓસરીની ઉપયોગિતામાં વધારો કે ઘટાડો કરનાર દિક્સાધન (Orientation) છે. શિલ્પગ્રન્થોમાં પૂર્વાદાં અને ઉત્તરાદાં ઘર ઉત્તમ પ્રકારનાં (Preferable) ગણાયાં છે. પહોળી ઓસરી અને મોટા ઓરડાઓ સાથે ચતુઃશાલ ગોઠવણી હોય તો પૂર્વ તથા ઉત્તરાભિમુખ ઘરો હિન્દી આબોહવાને ઘણાં જ અનુકૂળ છે ઉત્તરાભિમુખ ઓસરી ગમે તેવી ગરમીમાં પણ ઠંડકવાળી લાગે છે. બાલસૂર્યનાં કિરણો પૂર્વાભિમુખ ઓસરીમાં આકર્ષણ અને સ્ફૂરતા વરસાવે છે. આ પ્રમાણે દિક્સાધનને હિસાબે અલિન્દની ઋતુ પરત્વે ઉપયોગીતા વધે ઘટે. અલિન્દના વિચારમાં આગળપાછળ ઓસરી કરવાની પ્રથાના ગુણદોષ સાથેસાથે જોઇ લઇએ. ઉપરના વિવરણથી જોઇ શકાયું હશે કે પાછળની ઓસરીનો જ ઘણે ભાગે વધારેમાં વધારે ઉપયોગ થાય. કુટુમ્બનો સ્ત્રીવર્ગ તો મુખ્યત્વે તેનો ઉપયોગ કરવાનો. કુટુમ્બનાં બાલકો ઘણે ભાગે ત્યાં જ રમવાનાં. પાછળની ઓસરી જ ઘણે ભાગે મુખ્ય ઓસરી થાય. ખરૂં જોતાં આ નામ જ સાપેક્ષ છે. જો મ્હોરામાં ઓસરી ચોટાડવાની પ્રથા જે હાલ જેમ ચાલુ થઇ ગઇ છે તેમ ન હત તો જેને અત્યારે પાછળની ઓસરી કહીએ છીએ તે જ મુખ્ય ઓસરી ગણાત; મતલબ પાછળની ઓસરી અનિવાર્ય ગણાવી જોઇએ. જ્યારે હાલના રિવાજ અને કેટલેક અંશે રહેણીકરણીને અંગે આગળની ઓસરી થોડેઘણે અંશે ઉપયોગી થવાની. તે ઓસરીનો રોકાણ (Waiting verandah)અગર તો આરામ (Lodge) અગર હાલચાલ તરીકે ઉપયોગ થવાનો. વિશેષમાં આગળની ઓસરી દર્શનને દેખાવવાળું કરે એટલે તે રીતે પણ તેની ઉપયોગિતા ગણાય. આગળની ઓસરીનો ઉપર પ્રમાણે ઉપયોગ હોઇ ઓરડાઓની સંયુક્ત લંબાઇ કરતાં ટૂંકી કરવી હોય તો કરી શકાય. ખરૂ જોતાં તેમ કરવું જોઇએ જેથી એ ઓસરીમાં પડતા ઓરડાઓને મ્હોં તરફ આકાશખુલ્લી બારી મળે; અગર તો ઓસરીની બન્ને બાજુ ખંડો હોય તો મુખ્ય ઓરડામાંથી તેને સીધો મલાજાવાળો પ્રવેશ મળે. આ પ્રમાણે ઓસરી કાપવાથી તેના ઓવાળીઆ દર્શનમાં વિવિધતા આણે. આવી જાતના તળમાં ખાંચાખુંચીની ગોઠવણી એ દર્શનને અંગે અનિવાર્ય વસ્તુ થઇ પડી છે. પરંતુ, તેની છણાવટ દર્શનના પ્રકરણમાં આવે. અહીં તો એટલુ કહેવું બસ થાય તેમ છે કે દર્શનને અંગે તળમાં આવો થોડોઘણો ફેરફાર દર્શન અને તળ બન્નેને સુધારે.

જેવી રીતે ઓસરીના માપનું તેવી જ રીતે ઓરડાના માપનું. ઓરડા અને ખાસ કરીને મુખ્ય ઓરડા જેટલા બની શકે તેટલા મોટા કરવા જોઇએ. ખર્ચનો સવાલ પણ સાથેસાથે વિચારવો જોઇએ. પરન્તુ, તે ઓરડા ઓસરીનાં માપો ટુંકાવીને જ કરવો તે વાજબી નથી. એક વખત નાના ઓરડા થઇ જાય તો ફરી ભીંતડાં ખસેડી મોટા થઇ શકે નહિ. ખર્ચ ઘટાડવાનું સ્થાન ઓરડા ઓસરીનાં કદ નથી; પરંતુ, મકાનનાં કપડાં છે. દાખલા તરીકે, ભોંતળમાં ગલીચો ગણ્યો હોય તો તેને બદલે લાદી કરવી; લાદી ગણી હોય તો ગારથાપ કરવી કે જેથી પાછળથી ખર્ચને પહોંચી વળાય એવી સ્થિતિ થાય ત્યારે ગાર કાઢી જેવી જાતનું ભોંતળ કરવું હોય તેવી જાતનું થઇ શકે. તે જ મિશાલે દીવાલોને ચુનાગાર (Plaster) કરવાને બદલે થોડા વખતને માટે ધોળથી (Whitewash) ચલાવી લેવું. જેથી પાછળથી ચુનાગાર થઇ શકે. તેમજ માળ કે એવો પાછળથી ઉમેરી શકાય તેવો ખંડ કરવાનું હાલ તુરત મોકુફ રાખી ખર્ચનો બચાવ કરવો તે વાજબી છે. પરંતુ ખંડોનાં માપ તો ઘટાડવાં જોઇએ નહિ.

ઓરડાનાં માપ કયાં રાખવાં તે વિચારવાનું રહ્યું. દુનિયાના ઘણાખરા દેશોએ વૈજ્ઞાનિક ગણતરી અને અખતરાઓ ઉપરથી રહેઠાણના ઓરડા માટે ૧૨×૧૨નું માપ અલ્પતમ ઠરાવેલ છે. આ માપ ઘણાખરા નગરવિધાનના નિયમમાં દાખલ થએલુ હોવાથી અને આવા નાના ઓરડા કરવાની છૂટ મળે છે તો પછી છૂટનો લાભ શું કામ ન લેવો એવી ખોટી વિચારસરણીમાં પડી જવાથી તથા તેને અંગે સંકુચિત માનસ ઘડાઇ જવાથી ઘણે ભાગે લોકો આ ૧૨×૧૨ના ચોરસ ઓરડા કરે છે, જે દેખીતી રીતે બરાબર નથી. સાધારણ રીતે લંબચોરસ ઓરડા વાપરવામાં સગવડતાવાળા ગણાય. આ સંબંધમાં શિલ્પશાસ્ત્રની રીતિ બહુ જ વિગતમાં ઉતરેલી છે. ઉપરછલું જોનારને 'નોન્સેન્સ' જેવું લાગે; પરંતુ, ઉંડા ઉતરી અભ્યાસ કરી સમજે તેને એક પરિપૂર્ણ પદ્ધતિ જેવું લાગે તેવી પદ્ધતિ તે શાસ્ત્રોમાં વર્ણવેલી છે. આય, વ્યય, નક્ષત્ર, તારા, ગણ વગેરે મેળવવાની વિધિ તરીકે આ પદ્ધતિ ઓળખાય છે. આ રીતથી ઓરડાનાં લંબાઇ પહોળાઇઓનાં માપ તથા દિક્‌–સાધનને અંગે પહોળાઇ કઇ દિશામાં રાખવી અને લંબાઇ કઇ દિશાને અભિમુખ થાય તે આપોઆપ ગોઠવાય છે. તે રીતમાં લંબાઇ, પહોળાઇ ને ઉંચાઇ એ ત્રણેનો મેળ આવવા ઉપરાંત, બારીબારણાંના માપ તથા તેની જગ્યા પણ શિલ્પના મૂળભૂત સિધ્ધાંતોને

અનુસરીને સ્વયંસિદ્ધ બની જાય છે. પરંતુ, પરિભાષા, સિધ્ધાંતોના સ્ફુટન વિના ફક્ત પરિણામ આપવાનો રિવાજ તથા પરંપરાના તુટવાણને પરિણામે એ રીત અત્યારે એટલી અટપટી ભાસે છે કે અત્યારની દોડતી સંસ્કૃતિ અને ગુંચવાડીયું જીવન તે સમજવાની કે સમજીને આચારમાં મૂકવાની ધીરજ કે ધગશ ધરાવી શકે નહિ, એટલે આ સ્થળે તેનું પૃથક્કરણ કરવું અનુચિત લાગે છે.

જાડા હિસાબે સવાયાથી દોઢી લંબાઇ રાખવામાં આવે તો તે અનુકૂળતા વાળું ગણાય. દાખલા તરીકે, ૧૬'×૧૬'ના ઓરડાને બદલે ૧૪'×૧૮'નો ઓરડો કરવામાં આવે તો ઉપયોગમાં તે વધારે સગવડતાવાળો રહેવાનો. એ ઓરડાનો ઉપયોગ કુટુમ્બના સામાન્ય સુવાના ઓરડા તરીકે કરવાનો હોય તો ૨૦'×૧૨'નો કરીએ તો વધારે સગવડતાવાળો થાય. લંબચોરસ ખંડ ક્ષેત્રફળમાં ઘટાડો થવા છતાં ઉપયોગમાં વધારે સગવડ આપે છે. દીવાલોની કુલ લંબાઇમાં પણ બિલકુલ ફેર પડતો નથી. મતલબ લંબચોરસ ઓરડા ક્ષેત્રફળને હિસાબે ઓછા ખર્ચવાળા છતાં ઉપયોગમાં વધારે સગવડતાવાળા થાય છે. આ દલીલોનો અર્થ એવો નથી કે મકાનોમાં ચોરસ ઓરડાને બિલકુલ સ્થાન જ નથી, અગર ૧૨'×૧૨' જેવા નાના ઓરડાઓ પણ ન હોવા જોઇએ. ઉલટું, શયનખંડો જોઇએ તે કરતાં બહુ મોટા હોવા જોઇએ નહિ. આવા ખંડોમાં કે જ્યાં બિછાના સિવાય બીજો કોઇ સામાન આરોગ્યની દૃષ્ટિએ હોવો ન જોઇએ ત્યાં સાધારણ સંયોગોમાં ૧૨'×૧૨'નાં ઓરડા બસ થઇ રહે.

તળવિચારમાં શયનખંડની જગ્યા, એ એક મહત્વનું અંગ ગણાવું જોઇએ. આ સંબંધમાં ભારપૂર્વક જણાવવું જોઇએ કે મલાજો, આરોગ્ય, શાન્તિ, સગવડ વગેરે દરેક દૃષ્ટિએ શયનખંડ ભોંતળ ઉપર નહિ પણ માળ ઉપર હોવો જોઇએ. ગુજરાત માટે જે શયનખંડની દક્ષિણાદી અથવા આથમણી બાજુ આકાશખુલ્લી કે અર્ધ આકાશખુલ્લી હોય તે શયનખંડ સરસ.

જેમ શયનખંડ ઉપલે મજલે જોઇએ તેમ શીતળ સ્થાન (Summer Room) અહીંની આબોહવાને હિસાબે ભંડકમાં થાય. પશ્ચિમના દેશોમાં ભંડકનો પ્રચાર બહુ છે. તે સુંદર શીતળ સ્થાન માટે નહિ પરંતુ રસોડું, કોઠાર, ભંડાર (Lumber room) કે કચરાપટી ખડકવા માટે તેનો ઉપયોગ થાય છે. એ રિવાજ સ્થળસંકોચને અંગે કે આબોહવાને અંગે હોય, પરંતુ ભંડકનો તેવો સર્વ સામાન્ય ઉપયોગ અહીં

તદ્દન અસ્થાને છે. શીતળ સ્થાન માટે કે કેટલીક બગડી જાય તેવી વસ્તુ સાચવવા માટે કે જોખમ સંરક્ષવા માટે તેનો ઉપયોગ અહીં થાય તે વાસ્તવિક ગણાય. જમીનની સપાટીને અંગે મકાનની ખુરશી અમુક ભાગમાં ઉંચી આવે અને તેને અંગે તે ભાગમાં ખંડો કરવામાં આવે તે ભંડક નહિ, પરન્તુ આંટ-ખંડો કહેવાય. એવા ઓરડાઓ મોટર ખંડ, વજનદાર વસ્તુ રાખવાનું સ્થળ, વીજળી-ખંડ, બળતણખંડ કે એવા ઉપયોગમાં આવે. તેનો ભંડક તરીકે ઉપયોગ ન થાય તેમ નહિ, પરંતુ જમીનની સપાટી કરતાં ખંડનું તળ નીચું હોય એવી સંકલના ભંડકની ગોઠવણ પાછળ રહેલી છે.

તળવિચારમાં નીચે જેવી બાબતો સંબંધી છણાવટ કરી તે પૈકી કઇ બાબત અનિવાર્ય છે, કઇ બાબત આપણે પોસાઇ શકશે, કઇ બાબતની ભવિષ્ય માટે જોગવાઇ રાખવી વગેરેનો નિર્ણય કરવાનો રહે.

| | | | |
|---|---|---|---|
| ૧ | બેઠક | ૧૬ | પાકશાળા |
| ૨ | મુલાકાત | ૧૭ | હરિમંદિર, પૂજા |
| ૩ | આરામ | ૧૮ | ભોજનશાળા |
| ૪ | કચેરી | ૧૯ | અથાણાઓરડી |
| ૫ | દીવાનખાનું | ૨૦ | બળતણ |
| ૬ | સ્ત્રીખંડ | ૨૧ | દીવાબત્તી, હમાલખંડ |
| ૭ | અતિથિખંડ | ૨૨ | ચાપાણી |
| ૮ | બાલખંડ | ૨૩ | દાદર, સીડી |
| ૯ | કુમારખંડ | ૨૪ | પાયખાનું |
| ૧૦ | અભ્યાસખંડ | ૨૫ | પેશાબખાનું |
| ૧૧ | શયન | ૨૬ | હમામ |
| ૧૨ | રસોડું | ૨૭ | વસ્ત્રાગાર |
| ૧૩ | કોઠાર | ૨૮ | ચાલ |
| ૧૪ | ગજાર | ૨૯ | ચોક |
| ૧૫ | ન્હાવણ, સ્નાન | ૩૦ | ચોકીઆણું |

૩૧ ઓશરી
૩૨ વાહનમંડપ
૩૩ કોઠો
૩૪ બરાદરી
૩૫ ગોખ
૩૬ ઝરૂખો
૩૭ રવેશ
૩૮ પ્રસૂતિખંડ
૩૯ દર્દીખંડ
૪૦ કસરતસ્થાન
૪૧ ઉનામણુ
૪૨ પાણિયારૂં
૪૩ સુશ્રુષા
૪૪ ગ્રંથ ખંડ
૪૫ ગભારો
૪૬ ભંડાર
૪૭ ભંડક
૪૮ વાહન ઘર
૪૯ વીજળીખંડ
૫૦ સંચઘર
૫૧ તેજોરી
૫૨ જોખમખંડ
૫૩ દોઢી, ચોકીસ્થાન
૫૪ ઝાંપો
૫૫ ખડકી
૫૬ તબેલો
૫૭ નોકરઘર
૫૮ પગીઘર
૫૯ માળીઘર
૬૦ ગૌશાળા
૬૧ ઘાસઘર
૬૨ ટેલીફોનખોલી
૬૩ ધોવણુ
૬૪ ધોબીઘર
૬૫ કૌતુકખંડ
૬૬ અગાશી
૬૭ વાડો
૬૮ માંજણુ
૬૯ ધાન્યઢાંકણુ
૭૦ પરશાળ
૭૧ રમતખંડ
૭૨ રવેહિયું
૭૩ પુરજો
૭૪ મેડો
૭૫ સૂર્યમંડપ
૭૬ પ્રસંગખંડ
૭૭ અશક્તખંડ

આ દરેક બાબત ઉપર ખૂબ વિવેચન થઇ શકે; બલકે વિવેચન કરવું જોઇએ. પરંતુ દેખીતી રીતે તે શક્ય નથી. આવી લાંબી યાદી વખતે પાંડિત્યના પ્રદર્શન જેવી લાગે, છતાં તેનો ઉંડો વિચાર થાય તો તેવી ભ્રમણા ઘડીભર પણ ટકશે નહિ. ઉલટું વધારે ઝીણવટમાં ઉતરનાર આ યાદીમાં કાંઇક ઉમેરો કરી શકશે.

આ યાદીનો અર્થ એમ નથી કે તેની સંખ્યા જેટલા ઓરડા ઓરડીઓ જોઇએ. ફક્ત તે તો જરૂરિયાતો નક્કી કરવામાં ઉપયોગી થાય જેથી અનિવાર્ય જરૂરિયાતો તારવી બાકીની કેટલીને કોથળી પહોંચી શકશે તેનો નિર્ણય સરલ બને.

સ્થળસંકોચ હોવા છતાં દાદર માટે થોડી નોંધ અનિવાર્ય લાગે છે. જુનાં ઘરો બધી રીતે સ્થાપત્યશુદ્ધ હોય, જબરજસ્ત મહેલો કે સ્મારક બાંધકામો હોય તો પણ તેમાં દાદર, સ્થળની દૃષ્ટિએ કે બાંધણીની દૃષ્ટિએ તદ્દન અયોગ્ય જ હોવાનું લાગે છે. રક્ષણની જરૂરિયાતને અંગે આ સ્થિતિ છે એમ કહેવાય છે છતાં રક્ષણ, શિલ્પ અને સ્થાપત્ય સર્વ સચવાય એવો દાદર બની શકત એમ લાગ્યા સિવાય રહેતું નથી. એ પરંપરા જાણે કે હજુ પણ ચાલી આવતી હોય તેમ ઘરધણીઓ કે તેના સલાહકારો દાદરનો વિચાર પહેલેથી કરતા જ નથી. ઘણાં મકાનોમાં અત્યારે પણ જાણે દાદર પાછળથી ચોટાડી દેવામાં આવ્યો હોય કે ગમે ત્યાં ઘુસાડી દેવામાં આવ્યો હોય તેમ ગોઠવણી થાય છે. પશ્ચિમના દેશોમાં દાદર એ તો ઘરનું એક આંતરિક ભૂષણ ગણવામાં આવે છે અને જયાં શક્ય હોય ત્યાં ઘરના મુખ્ય ખંડ જેવું જ દાદરના ખંડને મહત્ત્વ આપી તેને શણગારવામાં આવે છે. જ્યાં દાદરને આવું માન આપવામાં આવતું હોય ત્યાં આપણી માફક બહાર મકેલ નાગા કદ્રુપા દાદર અને તેથી ય પણ વધારે કદ્રુપ તેના છાપરાને જરાપણ સ્થાન ન હોય. દાદરને એક અલગ ઉપખંડ ન અપાય તે ખર્ચને હિસાબે ક્ષંતવ્ય ગણાય, પરંતુ જાણે કે ભૂલી ગયા હોય અગર તો અસ્પૃશ્ય કોટિનો હોય તેમ દાદરને અપમાનવામાં ન આવે તે જરૂરનું છે. તળ નક્કી કરતી વખતે તે સંબંધી બરાબર વિચાર કરવો જોઇએ.

મકાન બાંધણીમાં તળ એ મહત્ત્વની વસ્તુ છે. તેના ઉપર આરોગ્ય, સગવડ અને ખર્ચ એ સર્વનો આધાર છે. પોતાની જરૂરિયાતો ઉપર કહ્યા પ્રમાણે નક્કી

કરી જુદી જુદી ખંડોની ગોઠવણી ચીતરાવી લેવી જોઇએ જેથી પોતાની રહેણી-કરણીને સૌથી વધારે અનુકૂળ તળ નક્કી થઇ શકે. તેને અંગે દશબાર નકશાઓ ચીતરવા પડે તો પણ ગભરાવાનું કારણ નથી. તેવી ગોઠવણી અનેક રીતે થઇ શકે તે હકીકત તળના તથા તળનાં ખોખાંના આપેલા જુદા જુદા નકશાથી સહેજે જોઇ શકાશે. એકની એક વસ્તુ કેવું કેવું અનોખું સ્વરૂપ ધારણ કરી શકે છે. તે તથા ઝીણામાં ઝીણી બાબત તળવિચારમાં જોઇ લેવાથી પાછળનું કામ કેટલું સરલ બને છે તેનો પણ ખ્યાલ આપમેળે આવી જશે. મતલબ, તળવિચારમાં જેટલો સમય અને શક્તિ અનિશ્ચિતતાની ગંધ પણ આવવા દીધા સિવાય ખર્ચી શકાય તેટલો ઓછો છે.

# ૪ : દર્શન

તળ અને દર્શનનો વિચાર તદ્દન નિરાળો કરવો તે શક્ય કે સલાહભરેલું નથી, તેમજ દર્શન એકલાનો જ વિચાર કરી તળને ગૌણ ગણવું તે તો તદ્દન નાપસંદ કરવાલાયક છે. મુખ્ય વસ્તુ એ તળ છે; દર્શન પ્રમાણમાં ગૌણ છે. છતાં તળ અને દર્શન એ બન્નેનો સમન્વય સાધવામાં ન આવે તો બન્ને બગડે. ઘણા લોકો એવી માન્યતા ધરાવે છે કે દર્શનમાં ગમે તેમ કરીએ, ફક્ત તળ સાચવી લઈએ તો બસ; દર્શન તો ફક્ત દેખાવ માટેનું છે, એ માન્યતા તદ્દન ભૂલભરેલી છે. સુંદર અને સૌમ્ય દર્શન એ ગૃહનું એક ઉપકારક અને આવશ્યક અંગ છે. તેની અસર વાતાવરણમાં અને રહેનારાંઓનાં માનસ ઉપર સૂક્ષ્મ હોવા છતાં એવી સચોટ અને સીધી થાય છે કે તેને અવગણી શકાય તેમ નથી. અખતરા અને વૈજ્ઞાનિક ગણતરીએ તો તે પુરવાર પણ કર્યું છે. કઢંગાં મકાનોમાં રહેતા માણસોના સ્વભાવ લાંબે દિવસે કઢંગા બની જાય છે, સુંદર મકાનોમાં રહેતા માણસો સ્વાસ્થ્ય અને સૌજન્ય અનુભવે છે. આ હકીકત સામાજીક અને માનસિક તત્ત્વોને પરિણામે છે કે ભૌતિક તત્ત્વોને પરિણામે છે તે હજુ નિર્વિવાદ નક્કી થયું નથી. પરંતુ, હકીકત હોવાની વાસ્તવિકતા નકારી શકાય તેમ નથી. બિનતારી સંદેશાઓ

એક જગ્યાએથી છૂટી આખા ભૂમંડળમાં પ્રસરે છે, છતાં તેને ગ્રહણ કરવાનું સાધન હોય તો જ તેને પકડી ઉકેલી શકાય છે ત્યારે સાધનહીનો સંદેશાની હયાતી જ કબૂલે નહિ તેમ સૌંદર્યાંધો સૌંદર્ય માટે કહે, તે ઉદાહરણ ઉપલી દલીલ માટે બંધબેસતું આવે છે. સુંદર મકાન સ્વાસ્થ્ય સમર્પે છે તે હકીકત અત્યારની સ્થિતિએ ઘણા મકાન બંધાવનારાઓ જાણી શકતા નથી તેથી તે બિનતારી સંદેશાની માફક હકીકત મટી જતી નથી; તે ગ્રહણશક્તિની જ ખામી ગણાય.

"Truth is Beauty and Beauty is Truth."

"A thing of beauty is a joy for ever."

क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः ॥

વગેરે સુવાક્યો ફીલીસ્ટાઇનની ભાષા વાપરીએ તો ટાયલાં નથી; તે ખરેખરી નગદ વસ્તુ છે. માનસશાસ્ત્રના અભ્યાસીઓએ તે અનેક રીતે પ્રતિપાદિત કરેલ છે. બીજી દૃષ્ટિએ ઉપયોગિતા અને સુંદરતા તે પરસ્પર વિરોધી તત્ત્વો નથી, પરંતુ એકબીજાને ઉપકારક તત્ત્વો છે. જે ઉપયોગિતા સુંદરતા વિનાની છે તે પરિપૂર્ણ નથી; જે સુંદરતા ઉપયોગિતા વિનાની છે, તે સુંદરતા જ નથી. મતલબ, મકાનના સૌંદર્યનો વિચાર 'આ તો દેખાવ ખાતર છે' એમ કહી કાઢી નાખવો તે સંસ્કારિતાની ખામી જ ગણાય.

શિલ્પશુદ્ધ સ્થાપત્યનાં અંગઉપાંગો એવાં નથી કે જે દર્શનને સુંદર બનાવવાનાં હોય છતાં ઉપયોગી ન હોય; તેમ જ ઉપયોગ માટે મૂકેલાં હોય અને સુંદર ન હોય.

પાશ્ચાત્યોનું જે ઉપાંગે ખાસ ધ્યાન ખેંચ્યું છે તે છજ્જું. તેમાં ઘણી જાતો આવે છે. સાધારણ ઉપયોગમાં આવતી જાત ઢળતાં છજ્જાંની છે. આ છજ્જું મકાનને શણગારરૂપ હોવા છતાં રક્ષણનું કાર્ય સચોટ રીતે કરે છે. મકાનોની દીવાલને વરસાદ અને તડકાથી સંરક્ષે છે. તેની છાયા પ્રતિછાયાથી મકાન દીપી ઉઠવા ઉપરાંત સૌમ્ય, શાંત અને શીતળ બને છે. છજ્જાંથી મકાન સ્વાગત સમર્પે છે એવું કલાદૃષ્ટિ ધરાવનારને સહેજે સ્ફુરી આવે છે. એક મકાન છજ્જાં વિનાનું હોય અને

તેને જ છજાંવાળું કરવામાં આવે તો તદ્દન કલાશૂન્ય ન હોય તેવાને મકાનના વાતાવરણ અને દેખાવમાં મોટો ફેરફાર થયેલો તુરત જ જણાઈ આવશે.

આ ઉપાંગનું મહત્વ એટલું બધું છે કે તેનું હાલનું સ્વરૂપ હુડ બની ગયું છે. તે હુડની ધાટી અક્કડ અને અતડી છે તે વાત બાજુ પર રાખીએ તો પણ સ્થાપત્યની આર્યપદ્ધતિ ન સ્વીકારનારાઓને પણ આ વિકૃત સ્વરૂપમાં પણ આ ઉપાંગ રાખવું પડેલ છે. હુડને ઢાળ નહિ હોવાથી પાણીનો નિકાસ કે ધૂળ કે પક્ષીઓએ પાડેલો કચરો સહેજે સાફ થઈ શકતો નથી, જ્યારે હિન્દી છજાંમાં ઢાળ હઈ વધારે સગવડ રહે છે. હુડ અને છજાની છાયા-પ્રતિછાયામાં તેમજ દીવાલ સાથે તેનો સંયોગ થાય છે ત્યાં રસક્ષતિ સહેજે તરી આવે છે.

જેવું છજાનું તેવું જ છાજલીનું. હાલનાં હવાપ્રકાશ રોકતાં અને એકંદર દર્શનમાં આંખને ખૂંચતાં વાછંટીયાંની સામે આ છાજલી છે. આ વાછંટીયાં વા ઝડી હોય ત્યારે તો કાંઈ કામ આપી શકતાં નથી. વા ઝડી ન હોય અને સાધારણ વરસાદ હોય ત્યારે છાજલીથી વધારે ઉપયોગીપણું તેમાં જરાપણ નથી વા ઝડી અને સાધારણ વરસાદની મધ્ય કોટિનું ઝાપટું હોય ત્યારે તે કંઈક અંશે કામ આપે છે. આવા દિવસો વર્ષમાં આંગળીને વેઢે ગણાય તેટલા જ આવે છે, જ્યારે વાછંટીયુ તો બારે માસ હવાપ્રકાશ રોકે છે. મતલબ, હિન્દી આબોહવામાં વાછંટીયાને સ્થાન નથી, છાજલી જ ઉપયુક્ત છે. વા ઝડી અટકાવવા વાસ્તે તેટલા વખત માટે બારણાં દઈ શકાય છે. કાચનાં બારણાં કરવામાં આવે તો પ્રકાશને આવવા દેવા છતાં વાછંટ અટકી શકે છે. સાધારણ વરસાદ તો છાજલી બરાબર રોકે. ઉપરાંત સૂર્ય ચઢવાની ગરમીના વધારા સાથે જ છાજલીની તડકાની અટકાયત વધતી-જાય છે. બારીના આકાશને ઉંડાણ આપી ગરમ દેશમાં પોતાની ઉપયોગિતા છાજલીએ બરાબર સ્થાપી છે.

લગભગ આવી જ ઉપયોગિતા બારીઓના મોસકામાં કરેલ નિકાળાની છે. આ નિકાળાથી દીવાલમાં બારીબારણાંથી પડેલો ગાળો સૌમ્ય છાયામાં આવતાં ગૂઢગંભીર બને છે અને જે વસ્તુ વિશેષ કરીને ઉપયોગી છે તેનું મહત્ત્વ દીવાલની સપાટી ઉપર બરાબર સ્થાપે છે. મતલબ, છજું અને છાજલી બન્ને જરૂરિયાતમાંથી જન્મેલ છે અને મનુષ્યની આંખનાં ભવાં જેમ ઉપયોગિતા અને સુંદરતાભરી અનેક સેવા કરે છે તેમ મનુષ્યકૃત મકાનોમાં તે કરી રહેલ છે.

છજાંના ઘોડા પણ બાંધકામની જરૂરિયાતમાંથી જ ઉત્પન્ન થયેલા. તેનો આકાર પણ બાંધકામના મૂળભૂત સિદ્ધાંતોને આધારે હાલના વિજ્ઞાને નક્કી કર્યા મુજબનો છે. આ જ સિદ્ધાંતને અનુસરીને ભાલ (પાટડા)ની નીચે ઘોડા આવે છે, જેથી ગાળો ટૂંકો થવાથી દેખાવ વધવાની સાથે મજબુતાઈ વધે છે. એ જ હિસાબે ગોખ, ઝરૂખા, રવેશ વગેરેની નીચે ઘોડા મૂકવામાં આવે છે. આ જગ્યાએ તે ઘોડા ઉપલો બધો ભાર વહન કરે છે. ઘોડાઓનો આકાર સિદ્ધાંતોને અનુસરી હોવા છતાં તેનો ઘાટ તથા વળાંક કલાકારનાં છે. તેની સાથે રવેશ કે ગોખ નીચેના હાલના ત્રિકોણીઆ કે કાપેલ ત્રિકોણીઆ ઘોડા સહેજે ઠુંઠા જેવા લાગશે.

આ રવેશ, ગોખ, ઝરૂખા વગેરેની કલ્પના મૂળ તો હિંદી છે. તેનો બીજા દેશોમાં તેટલો પ્રચાર નથી; પરંતુ અહીંઆં તો "મૉડર્ન સ્ટાઇલ"ના નામથી ઓળખાતી બાંધણીમાં પણ આ હિન્દી સ્થાપત્યનાં અંગોનો છૂટે હાથે ઉપયોગ થાય છે, એટલે તે અંગો મકાનધણીએ પોતાના ઘરમાં દાખલ કરવાં જોઇએ એ દાખલાદલીલથી પ્રતિપાદિત કરવાની જરૂર નથી. ઉલટું એવું અનુભવવામાં આવ્યું છે કે મકાનધણી જ સ્થાપત્યનાં આ અંગો દાખલ કરવાની ઇચ્છા ધરાવે છે.

મકાન બંધાવનારે જે ઉપાંગો તરફ ધ્યાન રાખવું જોઇએ તે પૈકીનાં કેટલાંક આ નીચે આપવામાં આવે છેઃ

| | |
|---|---|
| ૧ કુંભી | ૮ મોગરા |
| ૨ સરાં | ૯ લુંબી |
| ૩ ભાલ | ૧૦ પટી, પટીઆળાં |
| ૪ ગરદન | ૧૧ કડોડા |
| ૫ ચાપ્જાં | ૧૨ જાળી |
| ૬ નિકાળા | ૧૩ ગોખલા |
| ૭ આસરોટ | ૧૪ હાથણી પગથિયાં |

આ તમામ કોઇપણ સ્થાપત્યનાં ઉપાંગો છે અને સ્થાપત્યની જે શૈલી સ્વીકારી હોય તે શૈલીને બંધ બેસે તેવી રીતે આ ઉપાંગોનો ઉપયોગ થવો

જોઇએ. શૈલી નક્કી કરવામાં ઉપર વર્ણવેલી બાબતો ઉપરાંત થાંભલા, કમાન, ઘુમટ, ઘુમટીઓ, કોઠા, બરાદરી વગેરે અગત્યનો ભાગ ભજવે છે.

થાંભલાઓ અનેક જાતના થઇ શકે છે અને તેનો આકાર તથા ઘાટી તેને અવનવું રૂપ આપે છે. કેટલીકવાર તો ફક્ત થાંભલાના ફેરફારથી જ મકાનનો ચહેરોમ્હોરો સુંદર બની જાય છે. એક વખત થાંભલાની જાત પસંદ કરી ત્યારપછી તેને તથા તેનાં ઉપાંગોને ચુસ્તપણે વળગી રહેવું જોઇએ. ઘણા મકાનધણીઓ પાછળથી ફેરફાર કરાવે છે તેથી કઢંગો દેખાવ થઇ જાય છે અને સ્થાપત્યના સુંદર દશ્યોથી ટેવાએલાઓને જાણે નાકકાન કપાઇ ગએલો ચહેરો તેની આગળ ધરવામાં આવ્યો હોય તેવું લાગે. ખરૂં જોતાં તો જેમ કોઇ પણ માણસને આ મનુષ્ય કદરૂપું છે કે સુરૂપું છે તે સમજી જવાનું શીખવવું પડતું નથી, એટલું જ નહિ, પણ નાક કે આંખ કે એવા ચહેરાના ભાગના જરા ફેરફારથી સુરૂપના અંશો પણ તારવી શકે છે તેમ મકાનદર્શનના ચહેરા માટે પણ હોવું જોઇએ. આવી વસ્તુસ્થિતિ, અત્યારની માફક સંસ્કારિતાનો ખીચડો ન થયો હોય ત્યાં, આપમેળે થઇ જાય છે તો પછી એટલી જ ભલામણ કરવી રહી કે મકાનધણીએ આવી બાબતોમાં પારંગતો કે નિષ્ણાતો ઉપર જ છોડી દેવું જોઇએ; નહિતર પાછળથી પસ્તાવાનો વખત આવે. ખાસ કરીને સ્થંભો, કમાન, ભાલ વગેરે સ્થાપત્યની શૈલી એવી રીતે નક્કી કરે છે કે તેમાં દખલગીરી ન કરવી એ જ વાજબી છે. જેમ સ્થંભો ઘણી જાતના તેમ કમાનની ઘાટી પણ વિવિધતામાં કંઇ કમ નથી. એક વખત મકાનમાં એક ઘાટીની કમાન દાખલ કરવામાં આવે પછી તેને મક્કમપણે વળગી રહેવું જોઇએ. તેમાં થોડા થોડા ફેરફાર કરી વૈવિધ્ય આપી શકાય; પરંતુ તેનો પ્રકાર જરાપણ ફેરવવો જોઇએ નહિ.

મકાનને ખાસિયત આપનાર કોઠા, બરાદરી વગેરે ફક્ત દેખાવ ખાતર જ હોય છે એમ કેટલાક લોકોની માન્યતા છે. ખરી રીતે તેમ નથી. તેનો ઉદ્‌ભવ જ નર્યા ઉપયોગ માટે થએલો છે. સૌથી ઉપલા મજલાના છાપ્ર ઉપર જવા માટે જે દાદર મૂકવામાં આવ્યો હોય તે દાદરને ઢાંકવા માટે કોઠો કે બરાદરી કરવામાં આવે; તેની સાથેસાથે ગ્રીષ્મ રજનીમાં બેઠક કે શયન માટે તેમ જ આસપાસનાં સુંદર દશ્યો જોવા માટે તેનો ઉપયોગ થવા માંડયો. આમ થવાથી તેની ઉપયોગિતા વધતી ચાલી અને મનુષ્યના નૈસર્ગિક વલણ પ્રમાણે તેમાં સુંદરતા

ઉમેરાતી ગઈ. હિન્દમાં તો આબોહવાને કારણે સ્થાપત્યના આ અંગની લગભગ અનિવાર્યતા થઈ પડી અને તેને મજબુતાઇ આપવા માટે તેના ઉપર ઘુમટી ગોઠવાણી જે તેના વિશિષ્ટ સ્થાપત્યનું એક મુખ્ય ઉપાંગ બની ગઈ.

કોઈપણ ખંડને ઢાંકવા માટે જો પાકું, મજબૂત અને ટકાઉ ઢાંકણ શોધાયું હોય તો તે ઘુમટ. ઘુમટની બાંધણી જ એવી છે કે તે કોઈપણ સંયોગોમાં પડી જ શકે નહિ. તેને તોડવામાં આવે ત્યારે જ માંડ તૂટે. પરંતુ મોટા ખંડને ઘુમટનું છાદ્ય ખર્ચાળ થઇ પડે એટલે ઘણે ભાગે ચાલુ મકાનોમાં નાના ખંડોમાં ઘુમટનો વપરાશ છાદ્ય તરીકે રહ્યો. ઉત્તર હિન્દનાં ઘણાં મકાનોમાં જ્યાં આપણે સાધારણ રીતે અગાસી કે છાપરું કરીએ ત્યાં હજુ પણ ઘુમટ વપરાય છે. ખંડની હવા ઘુમટથી દૈનિક કે વાર્ષિક ફેરફારમાં લગભગ સમાન રહે છે. પરંતુ એટલી નોંધ લેવી જોઇએ કે કાઠિયાવાડમાં ઘુમટનો પ્રચાર ઉત્તર હિન્દની માફક સર્વસામાન્ય નથી. અગાસી અને દેશી નળિયાંનાં પાકાં છાંદેલાં છાપરાં, એ વધારે પ્રચલિત છે. આ ત્રણે છાદ્યમાંથી ગમે તે વાપરી મકાનોને ઉપયોગી, શુદ્ધ તથા સુંદર બનાવી શકાય છે.

આપણી રહેણીકરણીમાં અગાસી એક અનિવાર્ય બાબત થઇ પડેલ છે તે એટલે સુધી કે ઘણા એવા માકનધણીઓ જોવામાં આવે છે કે મકાનમાં પાડતોડ કરી ફેરફાર કરી અગાસી ગોઠવે. બેસવા માટે, સૂવા માટે તો તેનો ઉપયોગ જાણીતો છે. પરંતુ, સ્ત્રી વર્ગનો અગાસી માટેનો આગ્રહ એક ગૃહિણીની જરૂરિયાતનો છે, અને તે કાચરીઓ સુકવવા વાસ્તે, ખેરાની વસ્તુઓ બનાવવા માટે, જુદી જુદી દાળો છડવા માટે, દાણો વલકાવવા માટે એમ ગૃહકાર્યના જુદા જુદા કામ માટે તેનો ઉપયોગ કરવામાં આવતો હઇ સ્ત્રી વર્ગ સહેજે આવજાવ થઇ શકે અને કામમાં લઇ શકાય તેવી જગ્યાએ ખુલ્લી અગાસીનો આગ્રહ રાખે તે વાસ્તવિક છે. મકાન બંધાવનારે તે પ્રથમથી જ જોવું જોઇએ. વળી છાપરાને બદલે અગાસી કરવાથી મકાનના ઉપયોગી ભોંતળમાં વધારો થાય છે. અગાસી આવી રીતે જરૂરી બાબત હોવા છતાં જેમ દરેક ખરેખરી ઉપયોગી વસ્તુ સુંદર બની જાય છે તેમ આ અગાસીનુ પણ છે. મકાનના દર્શનના ભાગો અગાસીને લીધે આગળ-પાછળ તથા ઉંચાનીચા કરી શકાય. એ પ્રમાણે થવાથી પ્રકાશનાં પ્રસ્તરણ તથા છાયાનાં આવરણ એવાં સરસ આવે કે મકાનના દર્શનને આકર્ષક અને સ્વાગતી બનાવે.

એ જ વિચાર હિન્દી સ્થાપત્યના તળ (plan) ને ખાંચાખુંચી આપવા પાછળ રહેલો છે. મ્હોરાના જુદા જુદા ભાગો આગળપાછળ પાડી હવાપ્રકાશ તથા આવજાવની બંધબેસતી ગોઠવણી કરી શકાય છે. છાયા પ્રતિછાયા તો તેનું અમોઘ લક્ષણ જ ગણાય. આકાશરેખા પણ સુંદર, સૌમ્ય અને સુરેખ બને. મતલબ મૉડર્ન સ્ટાઈલની અક્કડ, અતડી અને ઉબડ છીચી રેખાથી તદ્દન જુદી પડતી ગૂઢ અને ગંભીર રેખાઓ આ શૈલીનું વૈશિષ્ટ્ય છે. ઘણા પારંગત કલાવિવેચકો એવો અભિપ્રાય આપે છે કે હાલની ઉપરછલ્લી સંસ્કૃતિ આ શૈલીને તેની ગૂઢતા અને ગાંભીર્યને લીધે જ તેને અપનાવી શકતી નથી. મૉડર્ન સ્ટાઈલના પ્રશંસકો અને પ્રચારકોના માનસનું બરાબર પૃથક્કરણ કરવામાં આવે તો "What cannot be understood is not worth understanding" ના જેવી વસ્તુસ્થિતિ નીકળી આવે. મૉડર્ન સ્ટાઈલ રંગ ઉપર અવલંબે છે જ્યારે ઉપર વર્ણવેલી શૈલી રૂપ ઉપર. રૂપ એ સ્થાયી તત્ત્વ છે જ્યારે રંગનું તેમ નથી. વધારે સખ્તાઈથી લખીએ તો નાટકના પડદા જેમ નવ દિવસ નવા લાગે અને આકર્ષકતા આપે તેમ મૉડર્ન સ્ટાઈલનું કહી શકાય. તરલ, ત્વરિત અને છીછરી સંસ્કૃતિએ આગગાડી અને આગબોટનું ક્ષણજીવી સ્થાપત્ય જેમ ઉત્પન્ન કર્યું તેમ એ જ ક્ષણજીવીતાનાં બળોએ મકાનના સ્થાપત્ય ઉપર પણ આક્રમણ કર્યું. મૉડર્ન સ્ટાઈલનો ઇતિહાસ જ એમ કહે છે કે તેની ઉત્પત્તિ કારખાનાની બાંધણી અને કારખાનાના અંગનાં મકાનો ઉપરથી થએલ છે. મૉડર્ન સ્ટાઈલનાં મકાનોમાં પહેલી જ નજરે કોઈપણ તટસ્થ માણસને કામ- ચલાઉપણું રાહેજે જણાઈ આવશે. જેમ યંત્રવાહન એ મુસાફરીનું મશીન છે તેમ ઘર પણ રહેણાકનું મશીન છે તે ગર્ભિત ભાવના જીવનહીનતા જગવનારી છે અને વેળાસર ત્યજવાપાત્ર છે.

મૉડર્ન સ્ટાઈલની તદ્દન બાંડી સપાટી હિન્દનાં આબોહવાને બિલકુલ પ્રતિકૂળ છે. આવી સપાટી 'ગુડ કન્ડક્ટર' બની જતી હઈ દરેક ઋતુમાં પ્રતિકૂળ થાય છે. ઉનાળામાં ખંડને તપાવે છે અને શિયાળામાં ઠારે છે. વરસાદની ઋતુમાં પાણી તરત સરી પડે અથવા તો જ્યાં બરફ પડતો હોય ત્યાં બરફ જરાપણ ટકે નહિ–તે તેની ઉપયોગિતા નોંધવી જોઈએ, પરંતુ આપણે ત્યાં તે બન્નેમાંથી એકે વસ્તુનો વિચાર કરવાપણું નથી. એ તો જ્યાં લગભગ બારે માસ વરસાદ આવતો હોય કે બરફ પડતો હોય તેને માટે છે. આપણે ત્યાં તો તકલીફ આપે તેવો વરસાદ ગણ્યાગાંઠ્યા દિવસોએ આવે છે.

મૉડર્ન સ્ટાઇલની તરફેણમાં તેની સ્વચ્છતા, કોઇપણ જાતની રજ એકઠી ન થઇ શકે તેવી સપાટી બનાવવામાં આવે છે. વિવાદ ખાતર તે કબુલવામાં આવે તો પણ તે સ્ટાઇલમાં ઘીસીઓ (Notches), છુડો, બાલ્કની, ગેલેરી, સેટબેકસ, સ્કરટીંગ વગેરે ધૂળનાં ઘરો બની શકે છે. ઉપરાંત તેમાં ફાંકાંઓ એટલાં બધાં અને એટલાં મોટાં હોય છે કે તે પણ રજકણોને આશરો આપી શકે છે. વિશેષમાં તદ્દન સપાટ ભાગને લીધે પવન ઘુમરી ખાઇ રજકણને ઉપાડી શકતો નથી. આ પ્રમાણે મૉડર્ન સ્ટાઇલનાં મકાનોમાં મૉડર્ન સ્ટાઇલથી રહેનારાઓનાં ડસ્ટ ગેધરીંગ ફર્નીચરો અને ટ્રૅપીંગ્સ બાદ કરીએ તો પણ સ્વચ્છતાની દલીલ પૂર્ણાંશે ટકી શકતી નથી.

આ સપાટપણાને અંગે તેની રેખાઓ તદ્દન નિરસ બને છે. કુદરતના કોઇપણ સ્થળે તેવી રેખાઓ જોવામાં આવશે નહિ. ઝાડ, આકાશ, તારા, ચંદ્ર, સૂર્ય, ફૂલ, ફળ, પાંદડું, નદી, પર્વત–ગમે તે લઇએ; ત્યાં સુંદર વળાંક હોવાનો જ. મતલબ મૉડર્ન સ્ટાઇલ સિદ્ધાંતની દૃષ્ટિએ ટકી શકે તેમ નથી. તેમાં તેને હિંદમાં તો જરાપણ સ્થાન નથી.

વ્યવહારની દૃષ્ટિએ તે ટકી શકે તેમ નથી તેમ પુરવાર થઇ શકે. તેમાં ઘાટઘુટ ન આવે એટલે ખર્ચ ઓછો લાગે એમ કહેવામાં આવે છે તો તે સત્યથી વેગળું છે. તેમાં ફાંકાં ઘણાં આવે અને બારીઓ ઘણી મોટી આવે અને તેનું ચોરસ ફુટે ખર્ચ દીવાલના ચોરસફુટ કરતાં ઘણું વધારે આવે. ઉપરાંત તે સ્ટાઇલનો મુખ્ય આધાર તેની સાફ અને લીસી સપાટી ઉપર છે એટલે તેનું ફીનીશ પણ ખર્ચાળ છે. રંગ એ તેનું મહત્ત્વનું અંગ છે, એટલે કાં તો રંગરોગાનથી તેને કાયમ સારી સ્થિતિમાં રાખવું જોઇએ અગર તો દીર્ઘજીવી રંગોથી તેની સપાટી પહેલેથી જ સરખી કરવી જોઇએ. દીર્ઘજીવી રંગો *(Coloured cement) એ ખર્ચાળ વસ્તુ છે. એટલે બન્નેમાંથી ગમે તે રીતથી* તે સ્ટાઇલ ટકાવી રાખવામાં આવે તો તે ખર્ચાળ બને.

આર્યશૈલીમાં બની શકે તેટલા ઇમારતી સામાનના મૂળ કુદરતી રંગ જ રાખવા એવો એક સિદ્ધાંત છે જ્યારે મૉડર્ન સ્ટાઇલમાં તેથી ઉલટું જ છે. તેમાં તો કુદરતી રંગ નિરવશેષ નાબૂદ કરવા જ જોઇએ એટલે પ્લાસ્ટર કે એવું ચડાવવું જોઇએ, જેથી સિદ્ધાંત અને વ્યવહાર બન્ને દૃષ્ટિએ તે ખાત્રીવાળું

ગણાય. દાખલા તરીકે, રબલ પત્થરથી કે સીમેન્ટ બ્લોકથી તેમાં ચણતર થઇ શકે નહિ અને થાય તો તેના ઉપર પ્લાસ્ટર ચઢાવવું જોઇએ. પછી કોઇ પ્લાસ્ટર ન ચડાવી પોતાના મકાનને મૉડર્ન સ્ટાઇલવાળું કહેવરાવે તો તે વાત જુદી. પરંતુ, એવો ખીચડો કરવો તેના કરતાં તો ગમે તે એક શૈલી પસંદ કરી તેને વળગી રહેવું તે જ વાજબી ગણાય. તેવા ખીચડાને તો પ્રાચીન, અર્વાચીન કે અદ્યતન કોઇપણ યુગમાં જરાપણ સ્થાન નથી. જેને (Chastity of style) કહે છે એ તો અણીશુદ્ધ રહે તે ઘણું જ જરૂરનું છે.

નગરવિધાનના કોઇપણ નિયમો કરતાં મકાન બનાવનાર પોતે આંતરિક નિયમન આ બાબતમાં કરે તે ઇષ્ટ છે અને શહેરી તરીકેની એક ફરજ સમજી પોતે પોતાના વિચારો ઘડે અને અયુક્ત એવું કંઇપણ મકાનમાં ન કરે તે દરેક રીતે ઇચ્છવા જેવું છે. આ સવાલ કાયમ ઉત્પન્ન થયા જ કરે છે એટલે તેનું અહીં આટલું વિવરણ કરવું પડયું છે. હાલનો જમાનો બીજી કશી યે પરવા કર્યા વિના પોતાના મગજમાં જે ફાંટો આવ્યો તે પ્રમાણે કરવાનો આગ્રહ ધરાવે છે અને યુક્ત હોય કે ન હોય તો પણ બીજા કરતાં નવીન કરવું અને તેમ કર્યાનો સંતોષ અનુભવીએ તો બસ એવી વિચારશ્રેણી ધરાવે છે. આ એક જાતની વિદૂષકતા જ કહેવાય. આવી વસ્તુસ્થિતિ સમષ્ટિધર્મની ભાવનાની ખામી ગણાય.

'પૂર્વની સ્થાપત્ય શૈલી ખર્ચાળ છે,' 'તેમાં કોતરણી જોઇએ' વગેરે બાબત એક જાતની ભડક જ છે. કોતરણી એટલે હિન્દી સ્થાપત્ય એ મત જરાપણ ટકી શકે તેમ નથી. જુદી જુદી જાતની ગોઠવણી, આકાર, ઘાટી, કુદરતી વસ્તુઓનો ઉપયોગ વગેરેથી હિન્દી સ્થાપત્ય બને છે. તેનાં અંગઉપાંગો પણ આ જ વસ્તુ ઉપર અવલંબે છે. કોતરણી તો ફક્ત તે અંગઉપાંગોને ખાસ હળવાંસારે કરવાં હોય ત્યાં જ આવે. તે સિવાય તેની જરૂરિયાત જરાપણ નથી. સર્વાંશે સુપ્રમાણત્વ, સંગીનતા અને સામર્થ્ય એ જ હિન્દી સ્થાપત્ય.

ચલુ સ્થાપત્યનો પ્રચાર સહેતુક છે. તેની પાછળ જબરદસ્ત પ્રચારકાર્ય છે અને તે પ્રચારકાર્યનુ પીઠબળ વેપારી હિતો છે. સાધારણ વ્યવસાયી મકાન બંધાવનારને તેની ગુંચ ઉકેલવી તે કઠણ થઇ પડે એમ છે. અનુભવ જ્યારે ચલુ સ્થાપત્યની ખામીઓ શોધી કાઢશે ત્યારે તો સર્વ દીવા જેવું થઇ જશે. અત્યારે તો એટલી જ ભલામણ કરવી રહી કે હજારો વર્ષના અનુભવથી સિદ્ધ

થઇ ચૂકેલી અને ઘણી સદીઓનાં આક્રમણો સામે ટકી રહેલી હિન્દી શૈલી પોતાના મકાનમાં અખત્યાર કરવી. સ્થાપત્યનો સર્વમાન્ય સિદ્ધાંત છે કે "Never force a house into a situation to which its heredity, lines and forms do not adapt it or in which it would appear exotic."

હરેક જમાનાના પરિવર્તનને અને રહેણીકરણીના ફેરફારોને આ હિંદી શૈલી પહોંચી વળી છે. એટલે તે પ્રેકટીકલ નથી એમ કહેવું તે બરાબર નથી. મકાન બંધાવનારાઓ એ તરફ વલણ બતાવે અને પારંગતો તથા નિષ્ણાતો તે ઉપર પોતાની વિચારશક્તિ કેન્દ્રિત કરે તો હાલના જમાનાને બંધબેસતી ગમે તેવી અઘરી અને અટપટી જરૂરિયાતોને પણ ખુશીથી પહોંચી વળાય.

આ પ્રમાણે આ વિષયનું આટલુ વિસ્તારપૂર્વક વિવરણ કરવાનુ કારણ એટલુ જ કે તે સંબંધમાં મકાનધણીઓને બીજે રસ્તે દોરનારા ઘણા જ છે અને તેને પરિણામે જીંદગીમાં એકાદ વખત આવતી મકાન બાંધવાની તક વેડફાઇ જાય છે. પોતાની મેળે વિચાર કરી શકે અને સમજી શકે તેટલા માટે આ વિવેચનને અહીં ચેતવણીરૂપે સ્થાન અપાએલુ છે. સવાલ વિવાદગ્રસ્ત હોવો ન જોઇએ, છતાં વિવાદગ્રસ્ત બની ગયો છે તો તેને હવે મકાનધણીની વિકસેલી વિચારશક્તિ ઉપર છોડી નિર્વિવાદ જરૂરિયાતો ઉપર વળીએ.



# ૫ : આરોગ્ય દીપિકા

જમીનની પસંદગી વખતે આરોગ્યના સિદ્ધાંતોનું ધ્યાન રાખવા સંબંધે પૂર્વ તૈયારીના પ્રકરણમાં આવી ગયું. જમીન પછી મહત્ત્વની વસ્તુ મકાનની આંટ (અધિષ્ઠાન) અથવા જમીનની ખુરશી છે. આંટ જમીનની સપાટીથી જેટલી ઉંચી થાય તેટલું સારૂં. જૂના મકાનમાં ૪'થી ૫' ફુટની આંટ સાધારણ રીતે જોવામાં આવે છે. મોટા મકાનોમાં ૬' કે ૭'ની ઉંચાઇની આંટ રાખવામાં આવતી. લગભગ સર્વમાન્ય નિયમ આરોગ્યની દૃષ્ટિએ–બે ફુટની આંટને અલ્પતમ ગણે છે. ચાલુ રિવાજ અઢીથી સાડા ત્રણ ફુટની આંટ કરવાનો છે. એ એક રીતે ખોટો નથી. વધારે આંટ થાય તો સારૂં. પરંતુ તેમ કરવાથી ખર્ચ વધી જાય એટલે વધારે ઉંચાઇનો આગ્રહ રાખવા જરૂર નથી. આંટમાં વપરાતા માલ લૂણો ન ખાય તેવો વાપરવો જોઇએ. દાખલા તરીકે આખું ચણતર ઈંટનું હોય, પરંતુ આંટમાં ઈંટ ન વાપરવી જોઇએ. એ જ મિસાલે ધોળો પાણો, રેતીઓ પાણો વગેરેને માટે કહી શકાય. કાળા અગર લાલ પત્થરનો ડખર તથા ખાનકી કે સીમેન્ટના પત્થરથી આંટનું ચણતર થાય તે ઇષ્ટ છે. જ્યાં ભેજની ખીક હોય ત્યાં અવાઢની માફક સીમેન્ટનો ૩" થી ૬"નો થર ફેરવી દેવો જોઇએ.

પાયામાંથી નીકળેલી માટી ભરતીમાં નાખવાનો રિવાજ છે તે બરાબર નથી. તેમાં તો ચોકખી રેતીની ભરતી ભરવી જોઇએ જેથી ભેજ ઉપર આવતો અટકે.

મકાનની ઉભણી–ખંડોની ઉંચાઇ–અંદર ગાળે દસ ફૂટની હોવી જોઇએ એવો ઘણી જગ્યાએ નિયમ છે. કેટલીક જગ્યાએ આઠ અને નવ ફૂટ રાખે છે પરંતુ, તે બરાબર નથી. રહેણાકના ખંડોની ઉભણી ચોકખી દસ ફૂટની હોવી જોઇએ, જેથી ખંડની હવા વધારે વખત શુદ્ધ રહી શકે અને ગરમી પણ ઓછી લાગે. ભોંતળથી મજલાનું ભોંતળ ૧૧' રાખવામાં આવ તો તે વાજબી થયું ગણાય. અગર જો અગિયાર ને બદલે તેર, તેના ઉપરના મજલાના ઉભણી બાર, અને તેની ઉપરના મજલાની ઉભણી અગિયાર એમ અનુક્રમે રાખવામાં આવે તો ઇચ્છવાયોગ્ય ગણાય. કેટલાક કિસ્સાઓમાં નીચેની ઉભણી ઓછી અને ઉપરની ઉભણી વધારે હોય છે. પરંતુ, તે ગ્રહણ કરેલી શૈલીને આભારી છે.

હમામ, પેસાબખાનાં, પાયખાનાં, ન્હાવણ, કોઠાર વગેરે પેટા–મકાનો જેવા ખંડોની ઉભણી ઓછી હોય તો કંઇ ખોટું નથી. બલ્કે તેના કદના પ્રમાણમાં ઓછી હોવી જોઇએ અગર તો મેડા કે તેવું નાખી ઓછી કરવી જોઇએ. ખંડ હોય કે ઉપખંડ હોય, પરંતુ, તેના કદના પ્રમાણમાં તેની ઉંચાઇ જોઇએ. જો વધારે પડતી ઉંચાઇ હોય તો કુવા જેવું લાગે. વિશેષમાં ઉપરના ભાગમાં હવા–જાળીઆં ન હોય તો ઉપરની હવા મુડદાલ થઇ રહે; ઉપરાંત, એ ભાગ ખાલી ખાલી નિર્જીવ જેવો લાગે. તેવી જ રીતે ખંડના પ્રમાણમાં ઉભણી નીચી હોય એ તો આરોગ્ય તથા દેખાવ: બન્ને દૃષ્ટિએ તદ્દન જ ખરાબ. મતલબ, ખંડની લંબાઇ, પહોળાઇ તથા ઉંચાઇનો સુમેળ હોવો જોઇએ. ૨/૩ થી ૩/૪; ૧ : ૧ ૧/૪ થી ૧/૨ ને હિસાબે ઉંચાઇ, પહોળાઇ અને લંબાઇનું અનુક્રમે પ્રમાણ સાધારણરીતે રાખવામાં આવે છે.

આરોગ્ય અને ઉપયોગની દૃષ્ટિએ બારી દરવાજાનો ખાસ વિચાર કરવો જોઇએ. મકાનમાં તેનાં સ્થળ નક્કી કરવામાં જેટલો વિચાર કરીએ તેટલો ઓછો. દરવાજાઓનો ખરો ઉપયોગ તો આવજાવ માટે છે, એટલે, તેને માટે તે દૃષ્ટિ રખાય. દરવાજા સામે દરવાજો કે બારી આવે તે જરૂરનું છે, જેથી હવાપ્રકાશની ગતિ સરખી રીતે થાય. શાખવેધનો દોષ તે આ સિદ્ધાંત ઉપર છે. એજ હિસાબે થાંભલો ગાળે નહિ તે જોવાનો રિવાજ છે. દરવાજો બંધ હોય છતાં ખંડ વપરાશમાં રહે તે વસ્તુસ્થિતિ લગભગ રોજીંદી ગણાય એટલે હવાની ગણતરીમાં દરવાજા લેવામાં આવતા નથી. ફક્ત બારીઓ જ લેવાય છે. એ સંબંધમાં જુદીજુદી જગ્યાએ જુદોજુદો નિયમ છે. કેટલાક ખંડની બારીવાળી

દીવાલના ચોરસ ફૂટ ઉપર તો કેટલાક ખંડના ક્ષેત્રફળ ઉપર બારીનાં માપ નક્કી કરે છે.

ખંડની કોઇપણ ઓછામાં ઓછી એક દીવાલ આકાશખુલ્લી હોવી જોઇએ. બે આવે તો સારૂં. કેટલાક લોકો ખુલ્લી ઓસરીમાં પડતી દીવાલને હવાપ્રકાશ માટે પૂરતી ખુલ્લી ગણે છે તે બરાબર નથી. એક તો ઓસરી ઉંડી હોય અને બીજું તે ઢાંકેલી હોય એટલે હવા અને પ્રકાશ બન્ને વધતેઓછે અંશે રોકાય. બીજું અનુભવથી જોવામાં આવ્યું છે કે બંધેજ વગરનાં ફળીઆમાં પડતી અગર તો રસ્તા ઉપરની આવી ઓસરીઓ શરૂઆતમાં ખુલ્લી હોવા છતાં પાછળથી બંધ થઇ જાય છે, એટલે ખંડને હવાપ્રકાશ આપવાની તેની ઉણપમાં વિશેષ વધારો થાય છે. મતલબ, બારીઓ પૂરેપૂરી આકાશખુલ્લી દીવાલમાં જ મકવી અને ઓસરીમાં પડતી બારીઓ સહાયકારક ગણવી એ વધારે સલાહભરેલું છે. ઉપરાંત ઓસરીમાં મૂકેલી બારીઓ ઘણે ભાગે મલાજાને અંગે કે એવા કારણે બંધ રહે છે તે પણ વિચારવું ઘટે. આ વિવેચન પ્રમાણે ગોઠવણી થાય તો ખંડના ક્ષેત્રફળના દશમા ભાગનું ચોકખું ક્ષેત્રફળ આવે તેટલી બારીઓ મૂકવામાં આવે તો બરાબર થયું ગણાય.

દરેક ખંડ ઉપખંડને આકાશખુલ્લી દીવાલ મળે તે સર્વાંશે શક્ય નથી; પરંતુ પહેલેથી જ તેવી ગોઠવણી કરવામાં આવે તે ઇષ્ટ છે. રહેણાક ખંડો ઉપરાંત નહાવાના તથા રસોઇના ઉપખંડોને એક યા બે દીવાલ આકાશખુલ્લી મળે તો ઇચ્છના જેવું છે. કારણકે હવાબારીઓ સગવડપડતી જગ્યાએ મૂકી શકાવાથી આરોગ્ય, મલાજો અને સગવડ એમ સર્વ બાબતો સચવાય; રસોડામાં ધૂમાડો અને ગરમ હવા એ બન્નેનો સરસ રીતે નિકાસ થાય.

ફક્ત બારીના ક્ષેત્રફળથી હવાપ્રકાશની યોજના થઇ ચૂકે છે તેમ નથી. તેની સંખ્યા અને સ્થળ એ બન્ને ઉપર આધાર છે. બારીનું આખું ક્ષેત્રફળ એકજ જગ્યાએ ગોઠવવામાં આવે તો ખંડના ખૂણાઓ અંધારા રહે. વળી વધારે પડતા ઠંડા કે ગરમ પવન વખતે એક જ મોટી બારી વચમાં હોય તો પવન નિયંત્રિત કરવામાં અગવડ આવે; જ્યારે તેટલા જ ક્ષેત્રફળની બારી વધારે સંખ્યામાં વ્હેંચી દેવામાં આવેલ હોય તો ગમે તે બારી બંધ કરી ખંડનો વપરાશ સગવડભર્યો કરી શકાય. હવાપ્રકાશનો મૂળ વિચાર બારીની ગોઠવણી પાછળ રહ્યો છે. સારી ગોઠવણથી હવા અને પ્રકાશ બન્નેનું ખંડની અંદરનું પ્રસ્તરણ સરખું ને સગવડભર્યું થાય.

બારી, દરવાજા હવાબારીઆં સહિતના મૂકવાનો રિવાજ પ્રચલિત છે. એક રીતે તે ઇષ્ટ છે, કારણ કે, બારી દરવાજા બંધ હોય તો પણ તે દ્વારા હવાની આવજાવ ચાલુ રહે. પરંતુ, તે લગભગ નિરપવાદ બારણાં કરેલાં હોય છે અને તે ઘણે ભાગે બંધ જ રહે છે. એટલે જે કામ માટે તે મકાયેલ હોય છે તે કામ તેનાથી થઇ શકતું નથી. સિધ્ધાંતની દૃષ્ટિએ તો છતની નીચે અગરતો જેટલી બની શકે તેટલી ઉંચાઇએ વાબારીઆં મૂકવાં જોઇએ. જુના મકાનોમાં આવાં તીરકસીઆં ઘણી જગ્યાએ જોવામાં આવે છે. તે ઉપર કહેલાં હવાબારીઆં કરતાં ઘણાં વધારે સારાં છે. મતલબ, બારી દરવાજાની સાથે જ હવાબારીઆં મૂકવામાં આવે તો તે બારણા વિનાનાં હોવાં જોઇએ, અગર તો જુના રિવાજ પ્રમાણે બારી દરવાજા એકલાં કરી હવાબારીઆં છૂટાં મૂકવાં જોઇએ. બીજી રીત જરા ખર્ચાળ ગણાય, વળી તેમાં ધૂળ કે માળા ભરાઇ રહેવાનો સંભવ રહે. પરંતુ, જો દરવાજા બારી ઉપર પડઘી કરી, તેના ઉપર હવાબારીઆં મૂકવામાં આવે તો, બીજી રીતના બધા દોષ હરાઇ, વ્યવહાર અને સિધ્ધાંત બન્ને દૃષ્ટિએ ઉપયોગી ગોઠવણી થાય. જો ખંડની પૂરતી ઉંચાઇ ન હોય તો આ રીતથી ખંડના અંદરના ભાગનો દેખાવ બગડી જાય તે વિચારવું જોઇએ. બારીઓનાં સ્થળ, સંખ્યા તથા માપ જો બરાબર હોય તો ઘણે ભાગે હવાબારીઆંની જરૂર રહેશે નહિ.

રસોડું, હમામ, વસ્ત્રાગાર, ન્હાવણ, અભ્યાસખંડ વગેરેમાં બારી દરવાજા એવી રીતથી મૂકવા જોઇએ કે અજવાળું જ્યાં જોઇએ ત્યાં જ આવે. દાખલા તરીકે અભ્યાસખંડમાં અજવાળું ઉત્તર તરફથી તેમ જ વાપરનારની ડાબી બાજુએથી આવે તેમજ વસ્ત્રાગારમાં વાપરનારના ચ્હેરા ઉપર પ્રકાશ આવે તેમ થવું જોઇએ.

ભોંતળ આરોગ્યની દૃષ્ટિએ કોઇ પણ પ્રવાહી ચૂસે નહિ, જલદી સાફ થઇ જાય, શરદી ન લાગે, તપે નહિ, વાગે નહિ, ધૂળ ન ભરાય અને ખર્ચાળ ન હોય એવી જાતનુ હોવું જોઇએ. આ બધી બાબતોની તુલના કરતાં ગાર પ્રથમ આવે. પરંતુ, તેનો માલ મળવાની મુશ્કેલી તથા તે સરખી રીતે કરનારના અભાવને લીધે ભલામણપાત્ર બનતી નથી. એ સિવાય ભોંતળની ઘણી જાતો છે, પરંતુ તેનું વિવેચન વસ્તુવિચારમાં થશે.

આરોગ્યની દૃષ્ટિએ તમામ ખુણાઓ ગોળ થાય તો સારૂં. પ્લાસ્ટરમાં આ ગોળાઇ થઇ શકે. બારીબારણાં વગેરે તમામના ખુણા ગોળ કરવા હોય તો કરી શકાય, પરંતુ, તે ખર્ચાળ થઇ પડે. પ્લાસ્ટરના ખુણામાં એવું કંઇ ખાસ ખર્ચ થાય નહિ.

રસોડું, ન્હાવણુ, પાયખાનાં, પેસાળખાનાં વગેરેનાં સ્થળ આરોગ્યને હાનિકર ન થાય તેમ હોવાં જોઇએ. રસોડાનો ધુમાડો રહેણાક તરફ આવે તો તંદુરસ્તી બગાડે. તેના તથા ન્હાવણુના વપરાશનું પાણી મકાનથી તુરત દૂર ન જાય તો જંતુનો ઉપદ્રવ થાય. આ બાબત એવી જુની છે કે કોઇ પણ માણસ એમ કહી શકે કે તેનું ધ્યાન ન રહે તેવું કંઇ બને ? પરંતુ, એવા ઘણા કિસ્સાઓ જોવામાં આવ્યા છે કે બીજા ઘણા મુદ્દાઓના વિચારમાં આ મુદ્દો ધ્યાન બહાર ચાલ્યો જાય છે અને પાછળથી ઘણી મુશ્કેલીઓ અને ખર્ચ બન્ને થાય છે.

ન્હાવણુ, પેશાબખાનાં, તથા પાયખાનાં વગેરેમાં ચકચકિત ધોળી તકતીઓ ગોળ ખૂણા સહિત નાખવાનો રિવાજ હવે તો લગભગ સર્વસામાન્ય થઇ પડયો છે. પરંતુ થોડો ખર્ચ વધારે કરવાથી ધોળી સીમેન્ટ, પાકું પ્લાસ્ટર, અગરનો જૂના વખતની પાકી ચીરોડીની ગાર કરવામાં આવે તો, તે સ્વચ્છતાના સિદ્ધાંતોની વધારે નજદીક ગણાય. કારણ કે તેમાં કોઇપણ જાતની સાંધ આવે નહિ.

સાધારણ રીતે ઘરસરી મકાનોમાં હાલના બાથટબ, લેવેટરી, બેસીન વગેરે હોતાં નથી. છતાં તે તરફ વલણ થતું જાય છે તે શોચનીય છે. બાથટબમાં ન્હાવાની રીતમાં માણુસ પોતાનું શરીર ચોળી, તેનો મેલ તે ટબના પાણીમાં નાખી ન્હાય છે. અલબત્ત, તે પાણી કાઢી નાખી બીજા સ્વચ્છ પાણીથી ન્હાવાની રીત વખતે કોઇ અખત્યાર કરતું હશે. પરંતુ, પ્રથમના મેલવાળા પાણીનો સ્પર્શ તો ઘણી વખત રહે છે તેની ના કહી શકાતી નથી. વિશેષમાં, તે મેલનાં જંતુઓ ટબની દીવાલને ચોંટી રહે છે. ટબ ગમે તેટલા સારા ચીનીકામ કે રોગાન-વાળું હોય તો પણ પાણીની સપાટીએ પડેલી કિનારીનો ડાઘ જતો નથી તે તો અનુભવસિદ્ધ વાત છે. મતલબ, ટબની સીસ્ટમ કોઇપણ હમામમાં હોવી જોઇએ નહિ. તેવી જ રીતે લેવેટરી બેસીનમાં હાથ મ્હોં ધોયેલુ પાણી બેસીનમાં પડે અને તે જ પાણી પાછું ધોવામાં વપરાય, એ રીતે Diluted dirtમાં હાથ ધોવા બરોબર ગણાય. મતલબ, એવા આરોગ્યને હાનિકર કહેવાતાં સેનીટરી ફીટીંગ્સ પ્રવાહમાં તણાઇને આપણા મકાનોમાં દાખલ થવાપાત્ર નથી. જો તેમાંનું ખરે-ખર દાખલ કરવાપાત્ર હોય તો તેના ઠામમાં કોઇપણ જગ્યાએ કચરો ન ભરાય તેવો તેનો આકાર છે. તેવી જ રીતે કમોડનું. પશ્ચિમની રીતમાં માણસની બેઠકનો ભાગ કમોડનો જે ભાગ ગંદો થવાનો સંભવ છે તેને સ્પર્શે છે. એટલું જ નહિ, પણ પગનાં તળીઆં કરતાં તે ભાગ સુંવાળો છે એટલે તેના ઉપર ખરાબ અસર તરત થાય. ઉપરાંત, પશ્ચિમની રીતના કમોડમાં કેટલીકવાર મેલુ,

પાણી ઉપર પડવાથી છાંટા ઉડે છે. જ્યારે હિન્દી પદ્ધતિના કમોડમાં પગના તળીઆં કે જે ગન્દી, મેલી, ખરબચડી કે એવી ગમે તે વસ્તુને સ્પર્શવા સર્જાયાં છે તે જ મેલા થવાના સંભવવાળા ભાગને સ્પર્શે છે. એ ઉપરાંત એવા ઘણા મુદ્દાઓ છે કે જેનું વિવેચન ઘણાં પાનાં માગે. આ સર્વ વિવરણ અહીં એટલા જ માટે કરવામાં આવેલ છે કે પ્રવાહમાં તણાઇને સ્વતંત્ર વિચાર કર્યા સિવાય જે લોકો આ બાબતમાં પશ્ચિમની પદ્ધતિ અનુસરે છે તે વેળાસર ચેતે અને ગૃહ-વિધાનમાં અનારોગ્યદાયક પદ્ધતિ દાખલ ન કરે.

જેમ પશ્ચિમની આ રીત અનુસરવાપાત્ર નથી તેમ આપણી કેટલીક રીતો જેમ બને તેમ વેળાસર નાબૂદ કરવાપાત્ર છે. દાખલા તરીકે, દરેક ઓરડામાં ખાળ કે ચોકડી કે પાણીઆરૂં કે એવી એવી વસ્તુઓ મૂકવાનો રિવાજ સગવડની દૃષ્ટિએ ગમે તેટલો ઉપયોગી હોય, છતાં, આરોગ્યની દૃષ્ટિએ તદ્દન વખોડી નાખવા જેવો છે. બેઠકોના ઓરડાઓમાં તો તેને તદ્દન સ્થાન જ નથી. શયનખંડમાં તેની ઉપયોગિતા ગણાય, પરંતુ, તે દૂર કરી શકાય તેવી જાતની પહેલેથી જ ગોઠવણી હોવી જોઇએ. આવો જ એક બીજો રિવાજ ઠામવાસણ ઘસવાને અંગે છે. ગમે ત્યાં ઠામવાસણ ઘસી, ગમે તેવી ખરાબ માટી વાપરી વાસણ માંજવાનો રિવાજ ઘણો જ હાનિકર છે. તેને માટે સ્થળ પહેલેથી જ નિયત કરવું જોઇએ અને તેમાં સાથે સાથે ચોકખી Loamy earth કે સ્વચ્છ રાખનો સંગ્રહ કરવાની જગ્યાનો પણ વિચાર કરવો જોઇએ. નળની ગોઠવણ એવી હોવી જોઇએ કે આસપાસની જગ્યા વધારે પડતી બગડે નહિ; માંજેલાં ઠામ સ્વચ્છ જગ્યાએ મૂકી શકાય અને વાસણને નુકશાન પણ ન થાય. દેખીતી રીતે આ વસ્તુ ગોણ લાગે છે. પરંતુ, ગૃહવ્યવહારમાં રૂઢિચુસ્તતા દૂર કરી સ્વતંત્ર વિચાર કરવામાં આવે તો આવી અનેક બાબતો સુધરવાલાયક નીકળી આવશે અને દરેક જણ જો તેવી રીતે વિચાર કરતો થાય તો જરૂર આરોગ્યદાયક, ઓછી ખર્ચાળ અને સગવડભરી પદ્ધતિ સાંપડે.

પાણીના નિકાસ માટેની આપણી હાલની રીત પણ ખામીવાળી છે. તેને માટે પૂરતા ઢાળવાળી અંડાકાર સીમેન્ટની ગટર કરી મકાન ી દૂર કીચન–ગાર્ડનમાં લઇ જવી જોઇએ. ત્યાં તેની વ્યવસ્થા કેમ કરવી તે બગીચા પ્રકરણમાં આવશે. વપરાશના ખંડ પાસે કુંડી કરી પાણીનો નિકાસ કરવાનો રિવાજ તદ્દન વખોડી કાઢવા જેવો છે. તેવી કુંડી જંતુઓ અને રોગનુ ઘર બની જાય છે. જાડો કચરો બેસી જાય, પ્રવાહી નીકળી જાય અને કુંડીઓ સાફ કરી બેઠેલો કચરો ફેંકી

દેવામાં આવે એ ઇરાદાથી આવી કુંડી થાય છે, પરંતુ, વ્યવહારમાં સફાઈની એટલી ચીવટ રહેતી નથી. અંડાકાર ગટરમાં ગમે તેવો કચરો ઘણે ભાગે ઘસડાઇ જશે છતાં તે તારવવાની જરૂર પડે તો વાંસની સુંડલી કે લોઢાનું ફાંકાળું તગારૂં કે ત્રાંબાની ચારણી રાખવાથી કચરો તારવવાનું અને સાફ કરવાનું સરળ અને વ્યવહારૂ બનશે.

આપણી એથી પણ વિશેષ ખામીવાળી રીત બચ્ચાંઓને બહાર રસ્તા ઉપર બેસાડવાની છે. હિન્દુઓનું વ્યક્તિગત–hygiene લગભગ આખી દુનિયામાં સૌથી ઉચ્ચ પ્રકારનું ગણાય છે. પરંતુ, તેનું સમૂહ–hygiene ઘણું જ ખામીવાળું છે. ફળીઆં સાફ કરી રસ્તાની આ બાજુના મકાનવાળો સામી બાજુ કચરો નાખે અને સામી બાજુવાળો આ બાજુ કચરો નાખે જેથી બન્નેના પ્રવેશો અસ્વચ્છ રહે. તેવી જ રીતે બાળકોને રસ્તે બેસાડવાના રિવાજમાં છે. નગરવિધાનમાં કે જ્યાં ફળીઆં હોય છતાં મ્હોટાં શહેરો કે તેનાં ઉપનગરોમાં હજુ પણ શેરી બગાડવાની એ રીત નાબૂદ થઇ નથી. તેનું મુખ્ય એક કારણ જમીનના ટુકડા નાના અને નિયમોથી જેટલા ક્ષેત્રફળની છુટ હોય તેટલું પૂરેપૂરૂં બાંધકામ કરી નાખવાનો રિવાજ. તે પ્રશ્નનો ખરો નિકાલ દરેક ગૃહસ્થે કરી લેવો જોઇએ. તેની એક રીત કીચન–ગાર્ડન કે ઘરના પાયખાના પાસે એક બચ્ચાઓનો ન્હાનકડો વાડો કરવો અને ત્યાં ખાડો કરી વ્યવસ્થા કરવી અને જતે દહાડે તેનો ખાતર તરીકે ઉપયોગ કરવો. તેની બીજી રીત ભંગીથી સાફ કરાવવાની અને ત્રીજી રીત આપમેળે ધોવાય–ફ્લશ થાય તે.

ઉપર કહ્યા જેવી અનિયંત્રિત રીત ઘરનો કચરો, કાગળના કટકાઓ વગેરેને માટે છે. તે એક કુટેવનું કારણ છે. આવો કચરો એક કચરાઠામમાં નાખી નિયમિત રીતે તેને સાફ કરવાનો રિવાજ પાડવામાં આવે તો સ્વચ્છતા અને આરોગ્યપ્રદ વાતાવરણ હરહંમેશ રહે. જે નગરવિધાનમાં પાછળના ભાગમાં નિકાસગલી હોય ત્યાં તેની સગવડ બહુ સુંદરરીતે થઇ શકે. જેથી વિધાની ભાગમાં કોઇ જગ્યાએ કચરા પેટી મૂકવાની અને ઘરઘરનો કચરો એક જગ્યાએ એકઠો કરી, પેટી પાસેના ઘરોને nuisance રૂપ થવાની જરૂર ન પડે. નિકાસગલી ઉપરની આડચ પાસે કચરાનું ઠામ એવી રીતે મૂકવું કે જેથી સુધરાઇનું કચરા-ગાડું ખાટોળાર તે કચરાનું ઠામ ઠાલવી પાછું જ્યાંનું ત્યાં મૂકી આપે. આથી કોઇપણ જગ્યાએ ન્યુસન્સ થવાનો સંભવ ન રહે. બીજી રીત એવી છે કે જે કચરો ખાડો ખોદીને રાખી મૂકી પાછળથી ખાતર તરીકે વપરાય તે કચરાની તે

પ્રમાણે વ્યવસ્થા કરવી અને જે કચરાનો તે પ્રમાણે ઉપયોગ ન થઇ શકે તેને દરરોજ બાળી નાખવો. આ બેમાંથી એકે રીતે જેની વ્યવસ્થા ન થઇ શકે તેવા કચરાનો જ નિકાલ કરવાનો રસ્તો શહેર સુધરાઇ તરફથી અઠવાડિયે બે અઠવાડિયે આવતા ગાડાથી પણ થઇ શકે. મતલબ, દેખીતી રીતે નજીવી લાગતી બાબતો માટે પહેલેથી જ વિચાર કરી તે જ પ્રમાણે મકાનની ગોઠવણ કરવી જોઇએ.

રહેનારાઓ ઉપર આરોગ્યની દૃષ્ટિએ અસર કરે તેવી બે વસ્તુ રંગ અને શાન્તિ હોવાનું વૈજ્ઞાનિકોએ અનેક રીતે પૂરવાર કર્યું છે. હાલની સંસ્કૃતિમાં smoke nuisance કરતાં એ વધારે ખરાબ noise nuisance છે. મકાનની જમીન પસંદગી તથા દૈનિક વ્યવહારના ખંડોની અવાજના હિસાબે ગોઠવણ આ વસ્તુ ધ્યાનમાં રાખીને થાય તે ઇષ્ટ છે. દાખલા તરીકે ઠામવાસણનો ખડખડાટ, મોટરનો ભખભખાટ કે એવા અવાજો થતી જગ્યા રહેણાકના ખંડોથી દૂર રહે તેમ રાખવું જોઇએ. અભ્યાસ અને પૂજાના ખંડમાં શાન્તિની જરૂરિયાત તો સૌ કોઇ કબૂલ કરે. શાન્તિની દૃષ્ટિએ ભંડકના ખંડો અનુકૂળ થઇ પડે છે. આ જ પ્રમાણે રંગની અસરનું છે. ઘરની અંદર ભીંતોના, બારીબારણાના, ભોંતળના, છતના એ બધા રંગોનું માનસશાસ્ત્રની દૃષ્ટિએ નિરાકરણ થઈ શકે તે ઇષ્ટ છે. એ સંબંધનું સાહિત્ય અત્યારે તો એટલું બધું વધી ગયું છે કે એક પુસ્તક નહિ, પણ, અનેક પુસ્તક માગે. એ સંબંધના નિષ્ણાતો ને પારંગતોની સલાહ લઇ ખંડવાર જો ઉપયોગ પ્રમાણે અને રહેનારના માનસિક વલણના આધારે રંગ–પદ્ધતિ નક્કી કરવામાં આવે તો રહેનારાઓના આરોગ્ય ઉપર સરસમાં સરસ અસર થાય. એટલું તો જરૂર ધ્યાનમાં રાખવું જોઇએ કે જે રંગો અઘડાય ને લડતા હોય તે તો વાપરવા જ જોઇએ નહિ. તેની ધીમી છતાં સચોટ અસર રહેનારાઓના માનસ ઉપર ઘણી જ હાનિકારક થાય છે.

આ રંગ અને શાન્તિનો સવાલ જોડીયાં ઘર, ચોપટ ઘર અને ચાલીઓમાં તો બહુ મહત્ત્વનો ગણાવો જોઇએ. દરેક જુદા જુદા રહેનારાઓની રહેણીકરણીની કલ્પના કરી વધારેમાં વધારે સંખ્યાને અનુકૂળ થાય તે રીતની જોગવાઇ બરાબર વ્યવસ્થાસર કરવી જોઇએ. ઉપરાંત રંગો એવી જાતના જોઇએ કે જે ઓછા ખર્ચે ફરી વાર કરી શકાય અને મકાન ડીસઇન્ફેક્ટ થઇ જાય. ભૌતિક દૃષ્ટિએ નુકશાનકારક રંગો (દાખલા તરીકે સીસાની બનાવટના રંગો) વાપરવા જોઇએ જ નહિ. બહારના રંગો કુદરતી રહે તે ઇચ્છવાયોગ્ય ગણાય. તેને માટે તો બાંધકામનો માલ નક્કી કરતી વખતે જ પસંદગી કરવાની રહે.

પડધા તથા રંગ તેમ જ આરોગ્યની બીજી બાબતોની દૃષ્ટિએ છતનો વિચાર ભાગ્યે જ થતો જોવામાં આવે છે. તેમાં ખંડનો દેખાવ સારો કરવાનો જ ઉદ્દેશ ઘરધણીને ઘણે ભાગે હોય છે. ખંડ નાનો હોય, આકાશસુદ્ધી દીવાલો અગર બારીઓ ઓછી હોય અને છત ચોરસ હોય તો પડઘો બહુ ખરાબ પડે. છત નીચે હોય તો પણ તેવું જ પરિણામ આવે. છાપરા નીચેની ચોરસ છતની ઉપરના ભાગમાં હવાની આવજાવ માટે દીવાલમાં ગોઠવણ થઇ શકે તેમ હોય તો તેમ, નહિતર છાપરામાં મોભ પાસે ધુમાડીઆં નળીઆં મૂકવાથી છત ઉપરની હવા સુડદાલ થતી બચી જશે, ખંડની હવા ખરાબ થતી અટકશે અને છતનું આયુષ્ય વધશે. ખંડની ઉભણી પ્રમાણસર હોય તો ચોરસ છત ભળે, નહિતર તો ખંડ ભડકીઓ થઇ જાય. છત ઉપર ધૂળ ખૂબ ભરાઇ રહે છે તેથી તે આરોગ્યને હાનિકર બને છે. વળી તે ધૂળ બેચાર વર્ષે પણ સાફ થતી નથી. ઉપરના ભાગનો સ્ટોરીઆ તરીકે ઉપયોગ થાય છે. પરંતુ આરોગ્યની દૃષ્ટિએ તે સલાહકારક નથી. તદ્દન સુકવાણુ લાકડું વાપરી બરાબર ચોક્કસ કામ કરવામાં આવ્યુ હોય તેવી લાકડાની છત, સીમેન્ટની છત, કે એવી પાકી છત કરવામાં આવેલ હોય તો ઉપર વર્ણવેલ ઘણા દોષો હણાઇ જાય છે અને છતનો સુંદરમાં સુંદર ગુણ જ–ખંડની હવાને સમ રાખવાનો–બહારની ગરમી અગર ઠંડી રોકવાનો–ફક્ત રહે છે.

પશ્ચિમના દેશોમાં છત ઉપર ટાંકી રાખવાનો રિવાજ કેટલીક જગ્યાએ હોય છે તે બરાબર નથી. પાણી માટે ટાંકી રાખવી અને ટાંકીનું પાણી વાપરવું એ રશમ જ આરોગ્યને હાનિ કરનાર છે. ટાંકીની પદ્ધતિ જ અખત્યાર કરવા જેવી નથી. છતાં જ્યાં નળ અમુક કલાક જ આવતા હોય અને ત્યા તે રાખવાની અનિવાર્યતા નિવારી ન શકાય તેમ ઉભી થાય તો જ તેની ટાંકી કરવી. પરંતુ તેનું પાણી બગીચામાં કે બહુ તો ન્હાવાધોવાના કામમાં વાપરવું. એ સિવાય તો હરગીજ વાપરવું નહિ. આ દૃષ્ટિ રાખીને જ ટાંકીની ગોઠવણ થાય તે જરૂરી છે. ટાંકી સીમેન્ટ કાંકરેટની, જલદી સાફ થાય તેવી, સહેલાઇથી અંદરના ભાગમાં જઇ શકાય તેવા ઘાટ અને સ્થળવાળી પટેલેથી જ રાખવી એ સલાહભરેલું છે.

# ૬ : ઉપખંડો તથા પરચુરણ જરૂરિયાતો

રહેણાકના ખંડો જેવા કે શયન, બેઠક, આરામ, અભ્યાસ, વાંચન વગેરે જેવા-ખંડો સિવાય વધારામાં ઉપખંડોની કે પેટા-મકાનોની જરૂરિયાત રહેવાની. તે પૈકીનાં નામ નીચે પ્રમાણેઃ—

| | | | |
|---|---|---|---|
| ૧ | રસોડું | ૧૦ | ધોવણુ |
| ૨ | પાણિયારૂં | ૧૧ | ઉનામણુ |
| ૩ | ન્હાવણુ | ૧૨ | તબેલો |
| ૪ | ઠામમાંજણુ | ૧૩ | ગેરેજ |
| ૫ | બળતણુ | ૧૪ | નોકરઘર |
| ૬ | કોઠાર | ૧૫ | પગીઘર |
| ૭ | ભંડાર | ૧૬ | ગૌશાળા |
| ૮ | પાયખાનું | ૧૭ | માળીઘર |
| ૯ | પેસાબખાનું | ૧૮ | ઘાસવખાર |

ઉપર ગણાવેલ નામો વિચાર-સહાય માટે છે. તેમાંના બધાની જરૂરિયાત હોતી નથી, છતાં, તેમાંના અમુકની તો દરેકને જરૂરિયાત હોય. સાધારણુ ઘરોમાં

તો આ ઉપખંડો રહેણાકના ભાગની સાથે જ જોડાવાના; ઘરના કદ પ્રમાણે રહેણાકની સાથે ગુંથાવાના. દાખલા તરીકે હજારેક રૂપીઆના ન્હાનકડા ઘરમાં રહેણાકના ખંડોની સાથેસાથ રસોડું, પાણિયારુ, કોઠાર વગેરેની ગોઠવણી થવાની, તેથી વધારે આગળ ચાલે તો રહેણાકના ખંડની બાજુમાં કંઇક અંશે અલગ પડતી ઓરડીઓ આ વપરાશ માટે થાય. મધ્યમ કદનાં ઘરોમાં રસોડું, પાણિયારૂ, કોઠાર, ન્હાવણુ વગેરે પાછળના ભાગમાં થાય અને રહેણાકખંડ અને આ ઉપખંડો વચ્ચે દીવાલ કે ઓસરી આવે, તેવા કિસ્સામાં વપરાશ અને રહેણુ લગોલગ હોવા છતાં અલગ જેવું થાય. મધ્યમથી વધારે ચડિયાતા ઘરોમાં વપરાશ ખંડો તદ્દન જુદા કરવામાં આવે અને વચમાં ફૂરજો, ચોક, ચાલી કે તેવી બાબતથી જોડાણ થાય. મોટી હવેલીઓ, મહેલો કે મોટા બંગલાઓમાં આ બાબતો પેટા–મકાનો બની તદ્દન જુદા રહે અને ફક્ત એકાદ ચાલીથી તેનું જોડાણ થાય.

જોડાયેલ કે વગર જોડાયેલ તમામને માટે અમુક સગવડની જરૂરિયાત તો રહેવાની. દાખલા તરીકે, રસોડું, કોઠાર, બળતણ, પાણિયારૂં વગેરે પાસેપાસે જોઇએ. રસોડા અને કોઠાર વચ્ચે આવજાવની સગવડભરી જગ્યા જોઇએ. કોઠાર અને બળતણ માટે બજારમાંથી આવતી ચીજો ગાડાં કે રેંકડીમાંથી રહેણાકના ભાગને વીંધ્યા વિના લઇ જઇ શકાય, કોઠારની ચીજોને વાછંટ કે સીધો તાપ કે તેવું ન લાગે વગેરે બાબતો દરેકે જોવી જોઇએ. અથાણાની ઓરડીને બહુ ગરમી ન લાગે, તેમજ ભેજ ન લાગે તેમ જોવું જોઇએ, નહિતર, નુકશાન ઘણુ થાય. રસોડામાં દૈનિક જરૂરિયાતો જેવી કે તેલ, રાઇ, મેથી, ધાણા, મીઠું, મરચું વગેરે મસાલો અને રોજીંદા અથાણાના કામની સગવડ માટે કબાટ કે તાકું હોવું જોઇએ. નાનાં મકાનોમાં અભરાઇઓથી ચલાવી લેવાય. ઉપરાંત, દહીં, દૂધ તથા પરચુરણ ખાદ્ય વસ્તુઓ માટે જોગવાઇ જોઇએ ખાસ કરીને દહીં, દૂધ ઠંડી જગ્યામાં રહે તે જરૂરનુ છે. તેને માટે પણ તાકું જરૂરી છે, અભરાઇથી ચલાવી શકાય નહિ, કારણ કે, બિલ્લીના ઉપદ્રવોનો વિચાર કરવો જોઇએ. તેવી જ રીતે રાંધેલું ઢાંકવા માટે પણ તાકું કે કબાટ જોઇએ આ કબાટને પણ ગરમી ન લાગે તેમ ગોઠવવું જોઇએ. આ બધાંય કબાટનાં બારણાં જાળીવાળાં કરવાં જોઇએ, જેથી, હવાની આવજાવ રહે અને અંદરની વસ્તુ બગડે નહિ.

ખાદ્ય વસ્તુઓ ફ્રીઝીડેરમાં મૂકવાની પ્રથા ચાલુ થઇ છે. પરંતુ, તે વસાવવાનું, તેનું ખર્ચ નિભાવવાનું બધા માટે શક્ય નથી. ઉપરાંત, જો કબાટોની

જગ્યા, જાત ને કારીગીરીમાં બરાબર ચીવટ થઇ હોય અને ઘરકામમાં જો બરાબર રાખવામાં આવે તો તેની જરૂરિયાત પડે પણ નહિ. પરંતુ પહોંચી શકે તેવાને માટે ફ્રીજીડેર એક ઉપયોગી સાધન છે. આ સાધન ખંડની જગ્યા ઠીક પ્રમાણમાં રોકે છે એટલે કોઠાર કે રસોડા પાસેની દીવાલમાં પહેલેથી જ ખાંચો રાખવામાં આવ્યો હોય તો તેની ગોઠવણી સગવડભરેલી રીતે થઇ શકે.

રાંધેલું ઢાંકવા ઉપરાંત ખેરો, પાપડ, ગાંઠીઆ, શેવ વગેરે સૂકી વસ્તુઓ રાખવા માટે નાનકડો મેડો કે પહોળી અભરાઇ જોઇએ. ઉપર વર્ણવેલા કબાટો, તાકાં વગેરેની જગ્યા નક્કી કર્યા પહેલાં સૌથી પ્રથમ ચૂલાની જગ્યા રસોડાના ખંડમાં થવી જોઇએ. ચૂલાનું મોઢું કઇ બાજુ રાખવું અને કયો ખૂણો પસંદ કરવો તે માટે, તેમ જ ઉપરવર્ણવેલા સાધનો માટે સ્ત્રીવર્ગની સલાહ લેવી જોઇએ. આ ગફલતને પરિણામે ઘણા શિષ્ટ સજ્જનોને પાછળથી શોચવું પડયાના તથા મકાનમાં ખર્ચ કરી ફેરફારો કર્યાના દાખલા અનુભવેલા છે. ચૂલાની જગ્યા નક્કી થયા બાદ રસોડાનાં બારી, બારણાં, કબાટો વગેરેનું નક્કી થઇ શકે.

જો રસોડા ઉપર છાપરૂં હોય તો મેંગલોરી નળિયાનાં ધૂમાડિયાં (બે કે તેથી વધારે) બહુ અસરકારક નીવડે છે. જો અગાશી હોય તો ધૂમાડો કાઢવા માટે પ્લાનને હિસાબે જુદી જુદી જોગવાઇઓ થઇ શકે. ચૂલાની લગલગ માથે અને બની શકે તેટલી વધારેમાં વધારે ઉંચાઇએ હવાબારીયું મૂકવું. આ હવાબારીયું પવનની અવળી દિશામાં ન હોય તો ધૂમાડો ખંડમાં પાછો ન ફરતાં ઘણે ભાગે બહાર ચાલ્યો જાય છે. ધૂમાડાની કુદરતી ગતિ બરાબર માથે ઉંચામાં ઉંચી જગાએ જવાની હોઇ બધો ધૂમાડો હવાબારીઆમાં વખતે એકદમ ન જાય. તેટલા માટે ચુલાની ઉપર જ ચીમની મૂકવી એ સલાહભરેલું છે. ચીમની જેટલી બની શકે તેટલી ઉંચી કરવી જોઇએ. પરંતુ, તેમ કરવામાં તેની મજબુતાઇનો બરાબર વિચાર કરવો જોઇએ. ચીમનીના ફાંકામાં ઘણીવાર પક્ષીઓ માળા કરે છે અને ધૂમાડાની ગતિ રોકાય છે. તો તેને માટે ફાંકાં સ્હેજ પ્હોળાં રાખી ચીમની જાળી કે તેવી વસ્તુથી બંધેજવાળી કરવી જોઇએ. ધૂમાડાની જાવક માટેની ચીમનીની જગ્યા બહુ મોટી નહિ તેમ બહુ નાની નહિ તેવી મધ્યમ માપની હોવી જોઇએ. બહુ મોટી હોય તો ધૂમાડો પથરાઇ, સ્હેજ ઠંડો પડી તેની બહાર નીકળવાની ગતિ ધીમી થઇ જાય છે. બહુ નાની હોય તો ધૂમાડો નહિ સમાવાથી પાછો પડે છે. આ દલીલ ઉંચી ચીમનીને ખાસ લાગુ પડે છે. ચૂલા ઉપરની ચીમનીનો એક મુખ્ય દોષ એ છે કે મશનુ પોહું કે કાળું જાળું

અવારનવાર રાંધેલી વસ્તુમાં પડે છે. તેને માટે ચૂલા ઉપર જ બરાબર ચીમની ન રાખતાં છત અને ભીંત પાસે ધીમા વળાંકવાળું ફાંકું રાખી નિકાળાની માફક ઉંચી ચીમની રાખવામાં આવે તો તે અસરકારક બને અને રાંધણા ઉપર મશ ખરે નહિ. જે જગ્યાએ રસોડા ઉપર મેડી હોય અને જ્યાં હવાબારીઓમાંથી ધૂમાડો જવાની સગવડ ન હોય, ત્યાં તો ઉપરલખેલ ધૂમાડીઆની ગોઠવણ અનિવાર્ય થઇ પડે છે. દીવાલમાં ખાંચો પાડી, તે જગ્યાએ ચૂલો નાખી, ખાંચામાં ચીમની કરવામાં આવે તો કચરો રાંધણા ઉપર પડવાની સંભવિતતા ઓછી થતી નથી અને ચૂલાની પાછળના ભાગમાં જ ચીમનીનું ફાંકું ગોઠવવામાં આવે તો અર્ધ ચીમનીમાં અને અર્ધ છત તરફ જવાનો પૂરો સંભવ છે. એકંદર જોતાં છાપરાવાળું રસોડું ધૂમાડાની દૃષ્ટિએ સગવડવાળું ગણાય. તેમાંથી બીજી રીત નિકાળાવાળાં ધૂમાડીઆંની ગણાય. કેટલાક કારખાનાવાળાઓ તૈયાર ચૂલાઓ તથા તેની સાથે જોડાયેલી ચીમની બનાવે છે. પરંતુ, તે સાધારણ માણસો માટે ખર્ચાળ હોવાથી તેનો અહીં ઉલ્લેખ જ કરવો રહ્યો.

રસોડું અગ્નિકોણમાં ગોઠવવા માટે શિલ્પશાસ્ત્રીઓની ખાસ ભલામણ છે. પશ્ચિમના સ્થાપત્ય-પંડિતો ઉષ્ણ અથવા અર્ધઉષ્ણ દેશો માટે આજ પ્રમાણે સૂચવે છે, તે એમ જણાવીને કે રસોડાનો ઉપયોગ સવારમાં ખૂબ પ્રમાણમાં હોય એટલે રસોડાની ઉગમણી બાજુથી આવતાં પૂર્વાહ્‌ન સૂર્યકિરણો જીવનદાયી અને ઉત્સાહપ્રેરક બને તથા દક્ષિણ બાજુએથી આવતો પવન શ્રમહર અને રસોડાની ગરમી ઘસડી જનાર થાય.

ઉનાપાણીના ચૂલા માટે તો ઘર બાંધતી વખતે જ વ્યવસ્થા કરવી હોય તો થઇ શકે. અગનમાટી (Fireclay)નો ભઠ્ઠો બનાવી તેના ઉપર તેની જ જાતનો કોઠો કરી, તેમાં વચમાં ત્રાંબાના પતરાંની ચીમની ગોઠવવામાં આવે તો પાણી થોડે બળતણે ગરમ થઇ ઘણા વખત સુધી ઠંડું ન પડે, તેમજ સ્વચ્છતા પણ સારી રહે આ અગનમાટીમાં એસ્બેસ્ટોસના રેસા ભેળવવામાં આવે તો તે વધારે મજબૂત બને અને તરડી જવાનો સંભવ પણ રહે નહિ. સીમેન્ટ કાંકરેટનો પણ આ રીતે ઉપયોગ થઇ શકે છે. આ કરવામાં ખાસ ધ્યાન એકજ રાખવાનું કે ચીમની તથા કોઠાનો તેમજ ઉનાપાણીની ચકલીનો સાંધો બરાબર આંતરીવાળો અને મજબૂત થવો જોઇએ.

ઠંડા પાણી તથા પીવાના પાણી માટે પણ પહેલેથી જ વિચાર કરવો ઘટે. પાણીઆરૂ જો જુદું કરવામાં આવે અને વપરાશના ઠંડા પાણીના પવાલાની

ત્યાંજ ગોઠવણુ કરવામાં આવે તો તે સગવડભર્યું થાય. તેમ થવાથી ઘરના બીજા ભાગો ભીનાશવાળા થતા અટકે. પાણીઆરૂં બેથી ત્રણ ગાળાવાળું થાય તે ઇષ્ટ છે. તેમાં ખામણાં એવી રીતનાં કરવાં જોઇએ કે તેમાં પાણી ન ભરાઇ રહેતાં તુરત નિકાસ થઇ જાય. તેના થાળાનું પણ તેમજ થવું જોઇએ. ખરબચડાં અને પક્કડ કરે તેવા પત્થરનું પાણીઆરૂં બનાવીને તેના ઉપર પાકી ચીરોડીની લીસી ગાર કરવામાં આવે તો તે સૌથી સરસ થાય. તેમ નહિ તો સાફ સીમેન્ટની તળી ચઢાવી જલ્દી પાણીનો નિકાસ થાય તેમ કરવું જોઇએ. આ બેમાંથી એકે વસ્તુ અનુકૂળ ન આવે તો ચકચકિત ધોળી તકતીઓ જડાવી પાણીઆરાની આસપાસનો ભાગ સ્વચ્છ રહે તેમ થવું જોઇએ. આ ત્રણેમાંથી એકે વસ્તુને ન પહોંચી શકાય તો ગમે તે એકરંગી વસ્તુથી પાણીઆરૂં બનાવરાવી તેની સ્વચ્છતા જાળવવા શકય તેટલા બધા પ્રયાસ થવા જોઇએ. દીવાલમાં ગોખલાની માફક ખાંચો પાડી, પાણીઆરૂં કરવામાં આવે તો તે સગવડવાળું થાય, કળશા પ્યાલા વગેરે રાખવા માટે પત્થરની લાદીની કે સીમેન્ટની નાનકડી અભરાઇ સાથોસાથ થવી જોઇએ. તેવી અભરાઇ ચાર ફૂટની ઉંચાઇએથી માંડીને સાત ફૂટની ઉંચાઇ સુધીમાં બેથી ત્રણ કે તેથી વધારે થાય તો ઇચ્છવાયોગ્ય ગણાય.

ન્હાવણુ અને માંજણુ સંબંધમાં આરોગ્યદીપિકામાં આવી ગયું. તેમાં નાહીને પહેરવાનાં કપડાં રાખવાની ખીંતીઓ કે ડાંડલીઓ તેમજ નાહેલાં કપડાં એક બાજુ રાખવાની જગ્યાની જોગવાઇ કરવી જોઇએ. માંજણુમાં પણ અભરાઇઓ, પેડલીઓ વગેરેની ગોઠવણુ થાય કે જેથી ઘસેલાં અને વગરઘસેલાં વાસણ જુદાં રહી માંજતી વખતે ઘસેલાં કામ બગડે નહિ.

ધોવણુ છુટામાં હોય તો વધારે સારૂં. માંજણુની જગ્યાએ ધોવણુ રાખવાથી કપડાં બગડે તેમજ રેતી ભરાઇ ફાટવાનો પૂરો સંભવ છે. ધોવાની જગ્યાનું ભોંતળ મજબૂત અને લીસા પત્થરનું હોવું જોઇએ. લાદી સાથે જડી દીધેલી મોટી ઘસેલી કાળી છીપર સૌથી સારી ગણાય. આવી છીપર માટે ખરબચડી ન હોય અથવા જેના પોગર પાછળથી ઘસાઇ સપાટી ખરાબ ન થાય તેમ હોય તેવો પત્થરનો ઉપયોગ થવો જોઇએ.

ધોવણુની જગ્યા જેટલી-બલ્કે તેથી વધારે-મહત્ત્વની બાબત ધોયેલાં લુગડાં સુકવવાના સ્થળની છે. હાલનો રિવાજ કપડાં જ્યાં ત્યાં સુકવી આંગણું, ઓસરી કે ઓરડાનો દેખાવ તથા ઉપયોગ બગડી જાય તે મિસાલનો છે. લીંગરાની માફક જ્યાં ત્યાં લટકતાં કપડાં, વ્યવસ્થા અને સાચી દૃષ્ટિની

ખામી ઉતાવે છે. કપડાં સુકવવા માટે ફૂરજો કે એવી અલાયદી જગ્યા આપી શકાય તો તે વધારે સારૂં. તેમ ન બને તો પાછળના ચોકમાં કે ફળીઆમાં સુકવવાનું રાખવું જોઇએ. ફક્ત વરસાદના વખતમાં ઓસરીનો ઉપયોગ કરવો તે જ ક્ષન્તવ્ય ગણાય. સુકવવા માટે લોઢાનો તાર, સીંદરી, વાંસડા કે એવી વસ્તુ વાપરવાનો રિવાજ છે. તે તમામ આ કામને માટે નાલાયક છે. તારથી કાટના ડાઘ બેસે છે અને કોઇવાર લુગડાં ભરાઇ ફાટી જાય છે. સીંદરીથી પણ ઘણીવાર ડાઘ બેસી જાય છે અને સીંદરી અવારનવાર તૂટી જવાથી કપડાં બગડે છે. વાંસડા ઉપર ધૂળ જામી જાય છે એટલે તે પણ બરાબર નથી. તેને માટે સુતરની કે ભીંડીની જાડી દોરી પહેલેથી નિયત કરેલા કડા સાથે બાંધેલી હોવી જોઇએ. દોરી ઝોળ ખાઇ જાય તે તેનો દોષ છે. સંઘાડે ઉતારેલ લીસી લાકડીઓ પાકી દોરીથી લટકાવેલી હોય તો સૌથી સગવડતાવાળું થાય. એ દોરી ચડે ઉતરે એવી હોય તો કપડાં સુકવવામાં અને તેની સાચવણમાં સગવડતા રહે. લુગડાં સુકવવામાં કલીપોનો વપરાશ થયેલ છે તે કેટલેક અંશે સગવડતાવાળો છે, પરંતુ, તે એકંદર ખર્ચાળ હોવા ઉપરાંત નડે નહિ તેમ કપડાં સુકવવામાં અગવડતાવાળો છે. કપડાં સુકવવાની લાકડીઓ કે દોરી બાંધવાના કડાં પ્રથમથી જ નાખવામાં આવે તો વધારે સગવડતાવાળું ગણાય. કપડાં સુકવવા માટેના છુટા ઘોડા થઇ શકે કે જેમાં લાકડાની ડાંડલીઓ ઉપર કપડાં સુકવી શકાય અને ઘોડા જે જગ્યાએ રાખવા હોય ત્યાં રહી શકે. આ રીત એક રીતે અનુકૂળતાવાળી ગણાય. પરંતુ, પ્રાથમિક ખર્ચ વધારે થવા ઉપરાંત જગ્યા વધારે પડતી રોકે.

આવી રીતે હીંડોળાનાં કડાં માટે પણ પહેલેથી જ નક્કી થવું જોઇએ. આ જગ્યાએ એટલું નોંધવાપાત્ર છે કે હીંડોળાની કલ્પના એ સર્વાંશે હિન્દી છે. તેનો ફરનીચર તરીકેનો ઉપયોગ એ પણ પૂર્ણાંશે હિન્દી છે. સુવા કે બેસવામાં, સાજે કે માંદે, ગભરામણમાં કે શાન્તિમાં પવન માટે કે ગાવા માટે દરેક સ્થિતિ અને સંયોગમાં આ સાધન સરસ સેવા આપે છે. સાધનનો ઉપયોગ ઘટતો જાય છે તે એક શોચનીય વસ્તુ છે. તેને દૂર કરી ચેસ્ટરફીલ્ડનો સેટ આણવામાં આવે તો દેખાદેખી અને અણસમજણ જ છે. આ સાધન સદીઓથી વિકસતું આવ્યું છે અને હાલના મીકેનીકલ જમાનામાં તેના વિકાસ માટે સંપૂર્ણ અવકાશ છે. તેવે વખતે તેની તિલાંજલિની તૈયારી વખોડી કાઢવી જોઇએ. દિલાસો લેવા જેટલું એટલું જ કે તે સાધન સદીઓની વપરાશથી એટલું રૂઢ થઇ ગયેલ

છે કે સ્હેજે તેને રૂર્ણમત આપી શકાય તેમ નથી. તે સાધનને શયનખંડમાં શું કે અભ્યાસખંડમાં, દીવાનખાનામાં શું કે બગીચામાં, બાલખંડમાં શું કે માંદગીખંડમાં, ઓસરીમાં શું કે ઓરડામાં દરેક જગ્યાએ સ્થાન છે. હીંડોળો ચેસ્ટરફીલ્ડની માફક ખર્ચાળ ને શોભાનો ગાંઠીયો બની એક જગ્યાએ જીવનહીન પડયો રહેતો નથી. મતલબ, હિંદના કોઇપણ ઘરમાં તેને અગત્યનું સ્થાન છે અને તેની તજવીજ પહેલેથી જ થવી જોઇએ જેથી તળનું નિરાકરણ કરતી વખતે હીંડોળાનો સમાસ અને બારીબારણાની નડતર ન થાય તેવી ગોઠવણ થઇ શકે. કડાંની જાત એટલી બધી આવે છે કે તેનું વિવેચન થઇ શકે નહિ. ફક્ત એટલું જ ધ્યાનમાં રાખવાનું કે જો સીમેન્ટ કાંકરેટની ભોં હોય તો કડાં પકડાવવાની જોગવાઇ પહેલેથી રાખવી જોઇએ. સિવાય તો પાછળથી હરકત આવે નહિ. ફક્ત જગ્યા પહેલેથી નક્કી થઇ જવી જોઇએ.

જેમ હીંડોળાનું તેમ ખીંતીનું. ખીંતીનો રિવાજ ધીમે ધીમે નાબૂદ થતો જાય છે. તેની જગ્યાએ કબાટો (Wardrobes) આવી ગયેલ છે. સાચવણની દૃષ્ટિએ તે રીત સારી છે. આરોગ્યની દૃષ્ટિએ કપડાં ખુલ્લા હવાપ્રકાશમાં રહે તે ઇચ્છવાયોગ્ય ગણાય. પરંતુ, હેરવણીફેરવણી વિના પડયાં રહે તો તેમાં મચ્છર વગેરે ભરાઇ રહે. Wardrobeનો રિવાજ ખર્ચાળ તથા જગ્યા રોકનાર હોઇ સર્વસામાન્ય થવાનો સંભવ ઓછો છે. ખીંતી માટે બે રીત છે. પટી ઉપર ખીંતીનો ઝુમખો અને છુટી ખીંતી. જુનો રિવાજ છુટી ઉતારેલી ખીંતી વાપરવાનો છે. પરંતુ તેમાં દીવાલની લંબાઇને હિસાબે કપડાંની રખામણનો ઓછો સમાસ થાય છે, ઉપરાંત ઉતારેલી ખીંતી ઉપરથી ધૂળ પણ ચોંટે છે. ઝુમખામાં ખીંતી લોઢાંની હોય તો રોગાનવાળી હોવા છતાં, જતે દહાડે કાટ લાગે છે. પિત્તળની, ધોળી કલઇવાળી, અગરતો રાતી કાંસાઇ કલઇવાળી ખીંતી વાપરવી તે ઇષ્ટ છે. ખીંતીનું ઝાડ પણ છુટા સાધન તરીકે વાપરી શકાય, પરંતુ તે મોંઘું પડે અને જગ્યા ઘણી રોકે.

અભરાઇનો રિવાજ ધીમેધીમે ઘસાતો જાય છે. જુના રિવાજમાં અભરાઈ ઘરના શણગાર રૂપ થતી અને તેની કારીગરી પણ સરસ બનતી. માંડ કરવા માટે જ તેનો ઉપયોગ ઘણે ભાગે થતો. હવે માંડનો રિવાજ નીકળી ગયેલ હોઇ અભરાઇની ઉપયોગિતા ઓછી થઇ ગઈ છે. અત્યારે અભરાઇનો ઘણોખરો ઉપયોગ બિનઉપયોગી વસ્તુ પડી રહેવા માટે થાય છે. છતાં સામાન્ય ઘરોમાં અભરાઈનું સ્થાન જાય તેમ નથી. આવાં ઘરોમાં ખડો

ઓછા હોય અને ઓરડાઓ બહુ મોટા ન હોય એટલે અભરાઇ અનિવાર્ય થઈ પડે છે. તેનું સ્થાન નક્કી કરી ચણતર વખતે જ તેના આધારો ગોઠવવામાં આવે તો સારૂં. સાધારણ રીતે તેનું સ્થાન ઓતરંગ અને ચાપણા ઉપર ચાર છ ઇંચ છોડીને છે. આ હિસાબે સાતથી આઠ ફૂટની ઉંચાઇએ આવે. સીમેન્ટ કે લાદીની અભરાઇ થાય તો ઇચ્છવાજેવું ખરૂં. પરંતુ, તેને કિનારી થઇ શકે નહિ. એટલે વખતે ભારે વસ્તુ પડી આવી કોઇને વગાડી દે તેવો સંભવ ગણાય. લાકડાંની કિનારીવાળી અભરાઇ પ્રચારમાં છે તે આ દૃષ્ટિએ બરાબર છે. પરંતુ તેમાં રજ ભેગી થાય છે તે વિચારવું ઘટે. પાણિયારૂં, ન્હાવણુ, રસોડું કે જ્યાં અભરાઇ ઉપર પાણી કે એવા પદાર્થ પડવાનો સંભવ છે ત્યાં સીમેન્ટ કે લાદીની અભરાઇ ભલામણલાયક છે. તેવીજ રીતે કબાટના પડદા પણ જરૂર હોય ત્યાં સીમેન્ટ કે લાદીના કરવા ઇષ્ટ છે.

જ્યાં અભરાઇ હોય ત્યાં તો છબીઓ તેના ઉપર રહે. પરંતુ ઘણે ભાગે હાલમાં તો અભરાઇ ન હોય ત્યાં જ છબીઓ આવે. નાની ખીલીઓ ઉપર ટીંગાડવાની નાની છબીઓ માટે પહેલેથી કાંઇ બહુ વિચાર કરવાજેવું હોતું નથી. પરંતુ મોટી છબીઓ માટે પહેલેથી તજવીજ થવી જોઇએ. કેટલાક લોકો આખા ખંડમાં ફરતી છબીપટી નખાવે છે તે બરાબર નથી એવી રીતે આખા ખંડમાં ફરતી છબીઓ બાજુબાજુમાં રાખવાનો રિવાજ રસની ખામી બતાવે છે. છબીઓ માટે બારી દરવાજાનો મથાળો કે તે વચ્ચેના કોલાઓનો મધ્યભાગ યોગ્ય સ્થાન છે. તેટલા ભાગમાં જ છબી પટી અગર ઠટી આવે તે જ બરાબર છે. ફક્ત ઠટી નાખવાથી પાછળથી ફ્રેમને અનુકૂળ પટી નાખી શકાય. છબીઠટી કે છબીપટીની સાથોસાથ ઉપરના હૂકની ગોઠવણ કરવી જોઇએ. બલ્કે છબીપટી ન હોય તોપણ હૂક તો અનિવાર્ય છે. મોટી છબીઓ માટે દીવાલની આરપાર પાછળ વાઇસર નાખી બહુ જાડો નહિ તેવો હૂક નાખવામાં આવે તો ઘણી વખત હૂક ખેંચાઇ આવી, છબીઓને અકસ્માત થાય છે તે થવાનો સંભવ રહે નહિ.

ખાસ કરીને ઉપરના ભાગમાં અવાઢ નાખવાનો રિવાજ ઓછો થઇ ગયેલો હોઇ આ ગોઠવણ ચણતર સાથોસાથ થાય તે ઇષ્ટ છે. છતના હૂકમાં પણ ટાંગવાની વસ્તુના વજનનો વિચાર કરવો જોઇએ. અગાઉના વખતની માફક હાંડીઓ કે વજનદાર ઝુંમરો ટાંગવાનો રિવાજ હવે નહીં હોવાથી, છતના હૂકનો વિચાર ગૌણ બને છે. પરંતુ, કોઇ કોઇવાર પેટ્રોમેક્સ કે વીજળી–ઝુંમર ટાંગવાનો તેમજ

ખાદ્ય વસ્તુ કીડી, મંકોડી કે ઉંદરોથી રક્ષવા માટે સીંકાં ટાંગવાનો પ્રસંગ ઘણે ભાગે આવે છે, તેથી તે પ્રમાણે હૂકો નખાવી લેવામાં આવે તો બરાબર થાય. ખાસ કરીને સીમેન્ટની ભોં માટે પહેલેથી જ નક્કી કરી લેવું જોઇએ.

ઘણી વખત હૂકો બારીઓના પડદા માટે નાખવામાં આવે છે. દરવાજાના પડદા માટે સાધારણ રીતે પડદા-દાંડી હોય છે. પડદાનો રિવાજ આરોગ્યની દૃષ્ટિએ તદ્દન ખરાબ છે. ઉષ્ણ દેશોમાં તો તે મચ્છરનાં ઘર બની રહે છે, એટલે પડદા ન વાપરવા પડે તેવી ગોઠવણ જ કરવી અને તેવી જ રહેણીકરણી રાખવી તે ઇષ્ટ છે. આમ છતાં, મકાનધણી પડદા રાખવાનો દુરાગ્રહ રાખે તો ચણતર ઉપર પ્લાસ્ટર થયા પહેલાં પડદા-હૂક કે પડદા-દાંડીની તજવીજ કરી લેવી જોઇએ.

પ્લાસ્ટર થયા પહેલાં વિચારવાની મુખ્ય વસ્તુ વીજળી-કામ. કેટલાક લોકો વીજળીના તાર બિલકુલ દેખાય નહિ અને પ્લાસ્ટરમાં બૂડ રહેવા જોઇએ તેવો આગ્રહ રાખે છે. એક રીતે તો તે ઇષ્ટ છે, કારણ કે આ તારો ઝીણાં ઝીણાં બાવાં અને ળનાં ઘર બની જાય છે. પરંતુ, ખોટકો થાય તે વખતે પ્લાસ્ટર તોડવાનો પ્રસંગ આવે એટલે તેનો સાંધો કાયમને માટે ખરાબ લાગે. વળી તાર નાખવાની આ રીત ખર્ચાળ પણ છે. ખરી રીતે તાર એવી જ રીતે લેવા જોઇએ કે બહુ દેખાવમાં ન આવે. દાખલા તરીકે છત અને દીવાલની બરાબર સંધાણમાં, અગર તો ખંડના ખૂણામાં, અગર તો બારીબારણાના ચાપણી-આની લીંટી ઉપર કે એવી જગ્યાએ લેવામાં આવે તો ઓછામાં ઓછું બહાર પડતું થાય. મીટર તથા તેની સાથેની વસ્તુઓ ઘણે ભાગે આંખને ખુચે તેવી રીતે પ્રવેશમાં મૂકવામાં આવે છે તે ઇષ્ટ નથી. તેને માટે ભીંતમાં તેને અનુરૂપ ગોખલો કરવામાં આવે તો સર્વ રીતે સરસ થાય.

હાલની મકાન બાંધણીમાં ગોખલાનું સ્થાન ઓછું થતું જાય છે. ગોખલાથી સગવડ સાથે શોભા થોડે ખર્ચે સચવાય. પ્રવેશદ્વાર પાસે તથા મુખ્ય દ્વારો પાસે ગોખલાઓ શોભા અને દીપસ્થાનની ગરજ સારે. અત્યારના પ્રવેશ દ્વાર ઉપરના ઠોંઠા આકૃકના વીજળીના બ્રેકેટ કરતાં આ રિવાજ દરેક રીતે ઇષ્ટ ગણાય. આ ગોખલાઓમાં વીજળીના દીવા ગોઠવવા હોય તો ગોઠવી શકાય. મતલબ, જુની રીતને નવા જમાનાને અનુકૂળ કરવી હોય તો થઇ શકે; તેને માટે ફક્ત સ્વતંત્ર-પણે વિચાર કરવાની જરૂરિયાત છે.

ગોખલાની સાથે કબાટનો રિવાજ હજુ નાબુદ થયો નથી. અલબત, છુટાં કબાટોનો રિવાજ થવાથી તેની જરૂરિયાત પહેલાં કરતાં ઓછી થઇ ગઇ છે.

પરંતુ, કબાટવિનાનું ઘર ગૃહિણી તો બનતાં સુધી પસંદ નહિ જ કરવાની. તેને મન તો સાધારણરીતે ખીંતી, અભરાઇ અને કબાટ વિનાનું ઘર તે ઘર જ નહિ એવી ટીકા ઘણી વખત સાંભળવામાં આવે છે. કબાટ રાખવાનું સ્થળ બારી બારણાની સાથે જ નક્કી થવું જોઇએ. સાધારણરીતે બારીના માપનું કબાટ થાય; મોટું કબાટ જોઇતું હોય તો બારણાના માપનું થાય. જે ખંડમાં જે માપના બારીબારણાં હોય તેને અનુરૂપ કબાટનું માપ રાખવામાં આવે તો તેની દર્શનીયતા બરાબર રહે. કબાટ સંબંધી મકાનધણીના શોખ ખબ વધતા જ જાય છે. કલાદષ્ટિએ તે આવકારદાયક વસ્તુ છે. ગુજરાતમાં કાષ્ટ સ્થાપત્ય ઘણા જુના વખતથી વિકસેલું હોઇ, કારીગર કબાટમાં પોતાની કારીગરી ખૂબ ખર્ચે છે એ કારણથી ગુજરાતમાં કબાટની એક કલા છે એમ કહીએ તો ખોટું નથી. આ વસ્તુસ્થિતિને અંગે કબાટ ચણતરની સાથે નહિ કરતાં, તેને માટે આરપાર જગ્યા જ રાખી દેવી તે વધારે સરલ બનશે. પાછળથી કબાટની ઝીણી મોટી બધી વિગતો નક્કી કરી સીમેન્ટની કે તેવી પૂંઠી ભરી કબાટ ગોઠવવામાં આવે તો તે એકંદરરીતે સગવડભર્યું થાય.

કબાટની માફક મેડાનો રિવાજ ઘણો જૂનો છે. સ્થળસંકોચ અને ભંડારભાવના (Lumber–sense) તેનું મૂખ્ય કારણ છે. આ દેશમાં એ રિવાજ જેટલો વિસ્તરેલો છે તેટલો બીજા દેશોમાં નથી. ખાસ કરીને તે રસોડા પાસે અગર તો કોઠારમાં લગભગ અનિવાર્ય ગણાય છે. ન્હાવણ કે એવા નાના ખંડો કે જેમાં આખા ઘર જેવડી ઉભણીની જરૂરિયાત નથી, બલ્કે તેના કદના પ્રમાણમાં ઓછી કરવાની જરૂરિયાત છે, ત્યાં મેડાને બરાબર સ્થાન છે. આવાં સ્થળનો મેડો સીમેન્ટ કાંકરેટનો કરવામાં આવે તો મજબુત, ટકાઉ અને રજ ન ખરે તેવો થાય. નાનાં મકાનોમાં તો મેડો અનિવાર્ય ગણાય અને તેનું સ્થળ બારી, બારણા, ચૂલો વગેરે ગોઠવતી વખતે નક્કી કરી લેવું જોઇએ.

કેટલીક વખત, બારીબારણાં એટલાં બધાં અને એવી રીતે મૂકવામાં આવે છે કે ઉપયોગમાં લઇ શકાય તેવો દીવાલનો એક્કે કોલો રહેતો નથી. આમ થવાથી બારીબારણાં કે જે સૌથી ખર્ચાળ વસ્તુ છે તે મકાનમાં દાખલ થઇ અગવડમાં ઉમેરો કરે છે. ફરનીચર, બેડક, પલંગ, ખીંતી વગેરે જેવી જરૂરિયાત માટે કોલો અનિવાર્ય છે, તેથી ખંડના ઉપયોગનો વિચાર કરી કોલો બરાબર રહે તેનુ ખાસ ધ્યાન રાખવું જોઇએ.

નેવાં તથા અગાસીનાં પાણી બારીબારણાં ઉપર ન પડે તેવી ગોઠવણી

હોવી જોઇએ. રસ્તા ઉપર પડતાં નેવાં માટે પરનાળ અને અગાસીમાંથી પડતાં પાણી માટે ચોમાસુ નળ અનિવાર્ય ગણાય. પરનાળ ત્રાંબાનાં પતરાંની કરવામાં આવે તે ઇષ્ટ છે. તેનું માપ તથા ઢાળ પાણીનો તુરત નિકાસ થાય તેવાં હોવાં જોઇએ. પરનાળનો નળ ભીંત ઉપર લેવા માટે ઘણા ખુણા પાડી લેવો પડે છે, તે એક અનિવાર્ય છતાં અનિચ્છનીય બાબત ગણાય. ઉપરાંત, પરનાળમાં પક્ષીઓ કચરો કરતાં હોઇ તે નકામી થઇ પડે છે અને તેમ થવાથી છાપરાંને પણ નુકશાન થાય છે. આ કારણથી જ્યાં બની શકે ત્યાં પરનાળનો ઉપયોગ ન કરવો તે ઇષ્ટ છે. પૂરતો ખર્ચ કરવામાં આવે તો દેખાવ ન બગડે; પરનાળનો ટૂંકેટૂંકે નિકાસ થઇ જાય એવી રીતે પરનાળ તથા નળની ગોઠવણી થઇ શકે, પરંતુ તેમાં ખર્ચ ઠીક પ્રમાણમાં થાય.

અગાસીમાંનાં પાણી માટે એવી મુશ્કેલી નડતી નથી. પરંતુ, તેનાં ભુંગળાં ઘણી વખતે આંખને ખંચે તેમ દેખાય છે. આવાં ભુંગળાંનો કાળો રંગ અવારનવાર ફૂટયા પણ કરે છે. એટલે ભુંગળાં ખાંચા તથા ખુણામાં ગોઠવાય તેવી જ રીતે અગાસીનો ઢાળ રાખવો જોઇએ. અગર જો અગાસીના ક્ષેત્રફળ અને ઝાપટાના પાણીના હિસાબે જેટલાં ભુંગળાં આવે તેટલાં તો અવશ્ય મૂકવાં જોઇએ. ભુંગળાંનું પાણી મથાળે ગરણીમાં છૂટું પડે અને નીચે વાંકમાંથી દીવાલથી દૂર પડે તેમ રાખવું. જે મકાનોની આસપાસ ખુલ્લી જગ્યા હોય ત્યાં પરનાળ કે ચોમાસુ નળના ખર્ચ કરવામાં ન આવે તો એકંદર જોતાં કંઇ ખોટું નથી. કારણકે ખર્ચ અને તકલીફના હિસાબે વરસાદના થોડા દિવસો માટેની તેની ઉપયોગિતા બંધબેસતી ગણાય નહિ. ચોમાસુ નળ મૂકવાનું નક્કી કરવામાં આવે તો પછી તે ૩" થી ૪"ના વ્યાસથી ઓછો મૂકવો જોઇએ. જ્યાં અગાસી મોટી હોય ત્યાં તેથી પણ વધારે કદનો નળ જોઇએ. મતલબ નાના નળો મકવા તેના કરતાં મકવા જ નહિ તે વધારે સલાહભરેલું છે.

છૂટાં કે અર્ધછૂટાં પેટા મકાનોમાં ઘણે ભાગે આવા ચોમાસુ નળની જરૂરિયાત હોતી નથી. આ મકાનોની આંટ તેમ જ ઉભણી બંને મુખ્ય મકાન કરતાં ઓછાં માપની થઇ શકે. ફક્ત નોકરને રહેવાના ખંડની ઉભણી આરોગ્યના નિયમાનુસાર ચોકખી દસ ફૂટની જોઇએ. મુખ્ય મકાન સાથે ઉપખંડો સંયુક્ત હોય ત્યારે આંટ નીચે પાડવાનું જરા અગવડભર્યું ગણાય; અર્ધસંયુક્ત ઉપખંડો ચોક કે છુટી ઓસરી કે ફરજાથી વિભક્ત હોય તો આંટ નીચી કરવામાં હરકત આવે નહિ.

નોકરને રહેવાના ઘરમાં ઓછામાં ઓછા બે ખંડો જોઇએ. ગમે તેવા

ગરીબ માણસ માટે પણ એક ખંડની રહેણાકને નિરપવાદ તિલાંજલિ આપવાનો સિદ્ધાંત આરોગ્યશાસ્ત્રી, નાણાંશાસ્ત્રી વગેરેએ એકમતે કબૂલ્યો છે.

પગીઘર એ નોકરઘર નથી. તેમાં તો ચોકીદારે ચોકી પૂરતું બેસવાનું અથવા બહુ તો સૂવાનું રહે છે. પ્રવેશદ્વાર પાસે પગીઘર કરવાની જરૂરિયાતથી કેટલીક વખત આંખને ખુંચે તેવો દેખાવ થઇ રહે છે. ઉપયોગિતા અને સુંદરતા બન્નેનું સમન્વય સધાય તેવી રીતે પગીઘરની ગોઠવણી થવી જોઇએ. જ્યાં રસ્તાની ધાર ઉપર જ મકાન થતું હોય ત્યાં દેઢી માફક ચોકીદાર માટે જોગવાઇ કરવામાં આવે તો બંધબેસતું થાય. જો રસ્તા ઉપર ખુલ્લું મૂકવાનું હોય તો પગીઘર કમ્પાઉન્ડ વોલની સાથે ભળી જાય તેવી રીતે કરવું જોઇએ. ઝાંપાના કે દરવાજાના થાંભલા, પગીઘરની દીવાલ અને કમ્પાઉન્ડ વોલ એ ત્રણેનો બરાબર મેળ મળવો જોઇએ. ન્યુ દિલ્હીના સ્થાપત્યમાં પુષ્કળ ખામીઓ છે, છતાં, ઉપરકહ્યાં પગી-ઘરનો સમન્વય ઘણી જગ્યાએ ત્યાં સરસ રીતે સધાયો છે. અગાઉના વખતમાં કિલ્લાની ભવ્ય અને ઉંચી દીવાલો તથા તેથી પણ ઉંચા અને ભવ્ય સ્થાપત્યના નમૂનારૂપ દરવાજાઓ થતા, તેમાં પગીઘરના સ્થાપત્ય સંબંધે મુશ્કેલી નડતી નહિ. અત્યારે કમ્પાઉન્ડ વોલનો રિવાજ હોવાથી તેને માટે બરાબર ચીવટ રાખવી જોઇએ. લતામંડપ, રૉકરી વગેરેમાં ભળી જાય તેવું પગીઘર થઇ શકે.

અત્યારની રસમને અંગે પગીઘરની બાંધણીનો પ્રશ્ન જેમ મુશ્કેલીભર્યો છે તેવો જ પ્રશ્ન ગેરેજ–મોટરઘરનો છે. મોટર ઓછી પહોળાઇમાં વળી શકતી નથી એટલે મકાનની પાસેના ખુલ્લામાં કે જ્યાં રસ્તા ઉપરના દરવાજામાંથી સીધા ગેરેજમાં જઇ શકાય ત્યાં મોટર ઘરની ગોઠવણી કરવી એ ઇચ્છવા જેવું છે. ગેરેજની બાંધણી સંબંધમાં મોટર બનાવનારાઓએ ઘણી વૈજ્ઞાનિક શોધખોળો કરી છે. અને તેની દરેક વિગત સંબંધે ઘણી ઉપયોગી સૂચનાઓ કરી છે. ખાસ કરીને માલિક હાંકનાર માટે દરવાજાઓની ઉઘાડ બીડ કરવા માટે ઓટો-રોડ તથા વીજળી બટન વગેરેની પદ્ધતિથી જુદી જુદી તરકીબો થયેલ છે. રોલ શટર્સની પદ્ધતિ પણ જગ્યાને અભાવે ઉપયોગી થઇ પડે. ટ્રોલી શટર્સની પદ્ધતિ પણ કેટલીક જગ્યાએ વપરાય છે. મતલબ, અગાઉના વખતમાં રથશાળા, અશ્વશાળા, ગજશાળા વગેરેના સ્થાપત્ય માટે ઘણી ઝીણવટથી કામ લેવાતું તેમ અત્યારે મોટરઘર માટે છે.

સાધારણ માણસ માટે આસપાસની જમીનથી અર્ધાથી એક ફૂટ ઉંચા તળવાળું, ત્રણબાજુ દીવાલ તથા મ્હોરાના આખા ભાગમાં બારણાંવાળું, એકાદ

બારી અને સરસામાન રાખવા માટે એકાદ કબાટવાળું મોટરઘર બસ થાય. તળમાં લાદી કરવામાં ન આવે તો ચાલે. અગર જો કરી શકાય તો સારૂં. બહારના ભાગમાં ગાડી ધોવા માટે લાદી પાથરેલું પ્લેટફોર્મ હોય તો ઈચ્છવા–યોગ્ય. છતમાં મજબૂત ગરેડી હોય તો મોટરનો તળાંચો દુરસ્ત કરતી વખતે સગવાડવાળું થાય.

મોટરઘર થતાં તબેલાની જરૂરિયાત દિવસેદિવસે ઓછી થતી જાય છે. પરંતુ તબેલો તદન નાબૂદ થઇ શકે તેમ નથી. રીતસરની ઘોડાર માટે ઘણી વસ્તુઓનું ધ્યાન રાખવું જોઇએ. અને તેની બાંધણી ખાસિયત ભરેલી છે, અગર જો ઘરસરી તબેલા માટે એવું કંઇ કરવાની જરૂર રહેતી નથી. ઘોડાનું ખડ બગડે નહિ, તેની ગમાણ, તેના જોગાણ માટેનું સ્વચ્છ અને ઉંડું ખુણીયું તથા તેનાં લાદપેશાબ સાફ થઇ જાય તથા બહુ ઘસાય કે ભાંગે નહિ તેવું તળ, ઘોડો બાંધવા માટેનું મજબૂત કડું, પછાડી બાંધવાની હોય તો તેને માટે મજબૂત ખીલો અને આડચ માટે સહેલાઇથી ઉપડે મૂકાય તેવાં ડોકાંઃ એટલી જ બાબતો જોવાની રહે.

મતલબ, સ્વચ્છતા, ખોરાક બગડવાની અસંભવિતતા અને બંધનની વિગતમાં બરાબર ઉતરવું જોઇએ. ઘાસ રાખવાની ઓરડી નજીકમાં હોય, બલ્કે એક પડાળે તબેલો અને સામે પડાળે ઘાસની ઓરડી અને વચમાં આવજાવનો રસ્તો એ જાતની ગોઠવણી સગવડવાળી અને સોંઘી થાય. નોકરનો ચૂલો કે એવું કંઇ આ જગ્યાથી દૂર રહે તેમ તળ ગોઠવવું જોઇએ. ઘોડાગાડીની જગ્યા બાજુમાં બંધેજવાળી જોઇએ. કારણ કે તડકા, વરસાદ અને પવનથી તે બગડવાનો સંભવ છે.

ઘોડાના તબેલાની બાજુમાં જ ગૌશાળા હોય તો ખડખાણની સગડવતા રહે. ઘણે ભાગે તો એક ઘોડાની પાછળ એક ગાય ખુશીથી નભી શકે. તેવી વસ્તુસ્થિતિ હોય કે ન હોય તો પણ, ગૌશાળા એ અનિવાર્ય વસ્તુ ગણાવી જોઇએ. ચોકખું દૂધ દરેકને પૂરૂં પાડવાનો સવાલ એક મહાપ્રશ્ન બની રહ્યો છે. સમાજધુરંધરો, રાજ્યધુરંધરો, વૈજ્ઞાનિકો અને પ્રચારકોએ, આ પ્રશ્ન ઓછી યા વધતી ધગશથી હાથ ધર્યો છે. મધ્યસ્થ દુગ્ધાલયથી કે ઘેર ઘેર ગૌશાળાથી એ પ્રશ્નનો નિકાલ કરવો સલાહભરેલો છે, તે સંબંધી ઉહાપોહ થઇ રહ્યો છે. દુગ્ધાલયની રીતિ મોટા શહેરો માટે વખતે અખત્યાર થાય. છતાં, ગ્રામ્ય વલણ-વાળા હિન્દમાં ગૌશાળાની પ્રથા રહેવાની. હાલનો વિચાર–ધોધ તથા આદર્શ ચર્ચા ગાય રાખવાની સામાજિક બંધનની ભાવના દરેકમાં ઉત્પન્ન કરે

તો ના નહિ. ખરૂં જોતાં તો નગરવિધાન શરૂ કરવા પ્રસંગે જમીન સાથે એવી શરત કરવી જોઇએ કે દરેક તકતામાં એક ગાય અને ગૌશાળા ઓછામાં ઓછું હોવું જોઇએ. દેખીતી રીતે આ તર્ક આવી સરત હાસ્યાસ્પદ થાય અને વિરોધનો વંટોળ ઉઠાવે. પાયખાના માટેની આવી ફરજ સમજપૂર્વક જરૂરી ગણી કબુલી લેવામાં આવે છે. પાયખાનાની અનિવાર્યતાની આજ સરત આજથી એક જમાના પહેલાં, કદાચ તેટલીજ બિનજરૂરી લાગત. રહેણાકના ખંડમાં ઓછામાં ઓછાં અમુક બારી અને અમુક હવાબારીઓ જોઇએ તે જાતનું ફરજીઆતપણું આજથી ત્રણચાર દાયકા પહેલાં જરૂરી તરીકે કબૂલ થાત નહિ. અત્યારે મકાન ધણી પોતે જ અલ્પતમ માપ કરતાં વધારે માપની બારીઓ મૂકવા તત્પરતા બતાવે છે, એટલું જ નહિ પણ, આગ્રહ રાખે છે. એ જ ન્યાયે ગૌશાળા બાબતમાં વિચાર-પરિવર્તન થવાનો પૂરેપૂરો સંભવ છે. આવી સ્થિતિમાં દરેક દીર્ઘદૃષ્ટિવાળા બંધાવનારે ગૌશાળા માટેની જોગવાઈ પહેલેથી જ કરવી જોઇએ. ગાયોની જરૂરિયાત એટલી ઓછી છે કે તેને પહોંચી વળવા માટે જૂજ ખર્ચ થાય છે, બલ્કે, વ્યવસ્થા બરાબર હોય તો થોડુંઘણું સામું પણ મળે. તબેલા માટે જે સૂચનાઓ કરવામાં આવી છે તે સૂચનાઓ આ કામ માટે પણ ઉપયોગી થાય, ફક્ત ગાયને ઘોડા જેટલાં બંધનની જરૂર રહે નહિ. જ્યારે બીજી બાજુ સ્વચ્છતાનો આગ્રહ ખૂબ રહેવો જોઇએ અને રહી શકે તેવી જાતની બાંધણી પહેલેથી જ થવી જોઇએ. ગૌશાળાનો નિકાસ બગીચામાં કે બકાલા વાડીમાં થાય તે ઇચ્છવાયોગ્ય છે.

સારાંશમાં મકાન બાંધતી વખતે પેટા મકાનોનો વિચાર રાખવો જોઇએ અને તેમાં ગૌશાળાનો અવશ્ય સમાસ કરવો એ દીર્ઘદૃષ્ટિ ગણાશે.

❧

# ૭ : બગીચો તથા આડચ

ઝાડપાનની જરૂરિયાત સાબીત કરવી પડે એવી વસ્તુસ્થિતિ હમણાં સુધી હતી. હજુ પણ તેની અનિવાર્યતા સર્વસામાન્ય તો થઈ જ નથી. કુદરત સાથેનો આપણો નીકટનો પરિચય થોડાક દાયકાથી તદ્દન બંધ થઇ ગયેલ છે, એમ કહીએ તો જરા પણ ખોટું ન ગણાય. દૈનિક હાજત માટે તેમ જ ન્હાવાધોવા માટે હરહંમેશ ગામ બહાર જવાનો ચાલ બંધ થયો ત્યારથી કુદરત સાથેનો સંપર્ક ઘટી ગયો. શહેરનો વિસ્તાર વધી જવાથી તેમાં ઓર વધારો થયો. તુલસીકયારા ગયા તેમ તુળસીકુંડાં પણ ગયાં અને શહેરીઓએ આંગણાંની લીલોતરીને છેલ્લી તિલાંજલિ આપી. શહેરોના આ વલણના પ્રત્યાઘાત રૂપે Garden city movement, Town planning વગેરે હસ્તીમાં આવ્યાં. અત્યારે દરેક નગરવિધાનની ભૂમિકા પુષ્કળ ફૂળીઆ અને લીલાં આંગણા બની રહેલ છે.

શિલ્પશાસ્ત્રીઓના વખતથી તે છેક મોગલાઇ સુધી એવી પ્રથા ચાલી આવેલી કે મકાન અને બગીચો એ અવિભાજ્ય બાંધકામ છે; જેમ મકાનને રેતી, ચુનો, પત્થર વગેરે જોઇએ તેમ રોપા, બી વગેરે પણ જોઇએ. મકાનના

તળ તથા દર્શન બન્નેની સાથે તેના બગીચાનો વિચાર થતો. જેમ સુંદર હીરાને અનુરૂપ ઘર જોઇએ, તેમ મોગલાઈના મકાનોની અર્ધી ભવ્યતા ને સુંદરતા તેનાં ઘરાં (Settings)ની છે.

ઉષ્ણ કે અર્ધઉષ્ણ દેશોમાં બગીચો એજ ખરી રહેણાક બની રહે છે. તેની તે મુજબની વ્યવસ્થા હોવી જોઇએ. આંગણાની લીલોતરી બાલકોના જીવનપોષને ભર્યો ભર્યો બનાવી દે છે. ફૂટતુ કુંપળીયુ, બેસતી કળી કે ઉઘડતું ફૂલ તેના દરેક પગથીએ આનંદની ખંજરી બજાવે છે, તેવો અનુભવ ઘણાને થયો હશે. રોપે રોપે અને ફૂલે ફૂલે નવીનતા ધરતા તેમજ પાંદડે પાંદડીએ ખીલતા રંગો તેની પ્રગતિમાં બાલકો અને નિરીક્ષકોને મંત્રમુગ્ધ બનાવે છે. બગીચાની ફક્ત હાજરી જ રહેનારનાં માનસ ઉપર પ્રફુલ્લતા અને શરીર ઉપર આરોગ્ય વરસાવે છે. આ મુંગી અસર ઉપરાંત તેના બીજા ફાયદા ઘણા છે. રહેનાર તથા તેનું કુટુમ્બ જાતે બાગવાન બને તો જ્ઞાન, ગમ્મત અને કસરત બધું સાથે મેળવે. ઉનાળાની ગરમી મકાનની અંદર પણ હળવી થાય, સાંજ સવાર સુંદર બેઠક સાંપડે અને ઘરમાં સંકડાશ હોય તો તે નીવારી શકાય. પ્રભૂની પૂજા, બાલકોના આનંદ, સ્ત્રીવર્ગના આભૂષણ, ફુલદાનીના શણગાર તેમજ ઘરમાં પમરાટ માટે ઋતુએ ઋતુનાં જાતજાતનાં ફૂલ મળી શકે. જો ફળાઉ ઝાડ વાવ્યાં હોય તો મીઠાં ફળ ખવાય અને શાકભાજીના વાવેતરથી તાજાં શાક મળે.

પશ્ચિમના દેશોમાં Kitchen garden ઘરનું એક આવશ્યક અંગ બની રહેલ છે. એ જ પ્રમાણે હિંદમાં થવું જોઇએ. ઠંડા દેશોમાં લીલોતરી ઉગાડવી એ કઠણ કામ છે, જ્યારે ગરમ દેશમાં તે સહેલું છે. લીલોતરી જીવન-સત્ત્વોથી ભરપૂર છે અને તે ખૂબ પ્રમાણમાં લેવી જોઇએ એમ વિજ્ઞાને સાબીત કર્યું છે. રાષ્ટ્રીય આરોગ્યના ધુરંધરો પણ જોરશોરથી તે માટે આગ્રહ પોકારે છે. ગામડાનાં લોકો કાચાં શાક ઘણાં ખાય છે, કારણ કે તેને તે રોપ કે વેલા ઉપરથી જ મળી શકે છે. એજ મીસાલે નગરવિધાની બગીચામાં પણ થવું જોઇએ.

શાકના ક્યારાની એક બીજી સગવડ એ છે કે તે ઘરવપરાશનું પાણી સારી રીતે સાચવી લે છે, જેથી વપરાશના પાણીના નિકાસની મુશ્કેલી જે સાધારણ રીતે અગવડભરી હોય છે તે અહીં સગવડવાળી થવા ઉપરાંત, તાજાં શાક આપવામાં ઉપયોગી થાય છે. મતલબ જે બીજી જગ્યાએ Vicious circle હોય છે તે અહીં Virtuous circle (શાક-વપરાશ-ખાતર) બની રહે છે.

આંગણાનાં બગીચાની આવી ઉપકારકતા વ્યાપક હોવા છતાં તેનો પ્રચાર

જોઇએ તેવો થયો નથી તે શોચનીય છે. મકાનધણી પોતાની જમીન પથ્થર ચૂનાના ખડકલાથી જ ભરી દે છે. જમીન જેટલી ભરી દેવાય તેટલી ભરી દેવી એવી સામાન્ય ઇચ્છા હજુ નાબુદ થઇ નથી. વિધાનમાં તેને માટે નિયમો કરવા પડે છે તે સામાજિક માનસની ખામી બતાવે છે. દરેક હિંદી instinctively સ્થાપત્યવાંછુ છે, મકાનમાલેક થવાની ambition સેવે છે. કોઇ આસામીની નાણાંવિષયક સ્થિતિ આંકવાની હોય તો 'તેને ઘરનાં ઘર છે કે ?' એ સવાલ તુરત પુછાય છે. આ હકીકત સામાજિક માનસનો એક નિર્દેશ છે. આ બાંધકામી વલણ વિકૃત બની પથ્થર ખડકવામાં જ પરિણમે એ એક દુઃખદ ઘટના ગણાય; તેજ વલણ સાથેસાથે બાગવાની બને તો સોનામાં સુગંધ ભળ્યા જેવું થાય.

વિધાની હીલચાલને પરિણામે બગીચા તરફ વૃત્તિ થતી જાય છે, તે એક શુભ ચિહ્ન છે. તેનો પ્રચાર સર્વસામાન્ય થવામાં નીચેની કેટલીક અડચણો છે.

સૌથી પ્રથમ મુશ્કેલી ઘણી જગ્યાએ પાણીની પડે છે. કાં તો પુરૂં મળે નહિ અને મળે તો બહુ ખર્ચાળ હોય. હિંદની આબોહવા દરેક રીતે લીલોતરીને અનુકૂળ છે; ફક્ત પાણી બરાબર તેને મળવું જોઇએ. બીજે આબોહવા સુધારવાનું લગભગ અશકય બને ત્યારે અહીં પાણી પૂરૂં પાડવું તે તો શકયતાની સપાટીએ જ છે. પરંતુ, એ વિચાર તો ગૃહવિધાનીએ નહિ, પણ નગરવિધાનીએ કરવાનો હોય છે. એટલે ઘરધણીને વ્યાજબી જથ્થામાં પાણી મળવું જોઇએ અને મળશે એમ માની લઇએ.

બીજી મુશ્કેલી અને ખરી મુશ્કેલી મકાનધણી અને તેના કુટુમ્બની બગીચા તરફની ધગશની ખામીની છે. જો તે ખામી દૂર થાય અને કુટુમ્બનું નાનુંમોટું દરેક માણસ બગીચાનું કંઇને કંઇ કામ કરે તો મુશ્કેલી ઉભી રહે નહિ. વખતનો અભાવ આગળ ધરવામાં આવે છે, પરંતુ તે તો ઘડીભર ટકી શકે તેમ નથી. 'સ્ત્રીવર્ગ ઘરકામમાંથી પરવારે તો બગીચાકામ કરે ને ?' એમ કહેવામાં આવે છે તે પણ સમાજ-માનસના ઘડતરનો જ પ્રશ્ન છે. રસોઇ કામ, કે ટાઢી સાતમનાં કે દીવાળીનાં જેવાં રાંધણા માટે ગમે તેવી અગવડ હોય તો પણ તે કામ થઇ શકે છે તેનું કારણ સામાજિક વાતાવરણ છે. એવું જ વાતાવરણ બગીચા માટે તયાર થવું જોઇએ.

ત્રીજી મુશ્કેલી આવડતની. આ ગૌણ ગણાવી જોઇએ. ઇચ્છાની પાછળ આવડત દોડી જ આવે છે. છતાં, પુછપરછ અને અખતરાથી આવડત આવી જાય છે. કામ કામને શીખવે એ કહેતી સાર્થ છે. શરૂઆતમાં તો મુશ્કેલી આવે

પરન્તુ બાગવાની વલણ ધરાવનારાઓ સાથે વાતચીતથી માહીતી મળ્યા કરવાની. રસોઈ માટે જેમ એક પરંપરા જામી ગઇ છે, તેમ આંગણાના બગીચા માટે પણ જામવાની. આવી સ્થિતિમાં પ્રાથમિકોને નીચેનુ લખાણ કંઇક ઉપયોગી નીવડશે એમ માની શકાય.

એક વખત બગીચો કરવાનો નિશ્ચય થયો એટલે તે સંબંધી ambition ઠીક પ્રમાણમાં વધી જાય છે. તેની ગોઠવણી વખતે ઘણાઘણા વિચારો અને ઇચ્છાઓ ઉદ્દ્ભવશે. ન્હાવા માટે હોજ, છંટકાવ માટે ફુવારો, શોભા માટે ટેકરડી, દેખાવ માટે તળાવડી ને ફુલ મોગરાના કયારા ને ગુલાબની વાડી, બેસવાને ગોંદરી અને ફરવાને રેતીપટ, હીંચવાને હીંડોળો અને બેઠકવાને બાંકડ, કેળ, પોપૈયાનો કટકો અને શાકભાજીનો વાડો, દ્રાક્ષના વેલા અને મેંદીની વાડ, આંબાની કુંજ અને દાડમડીનો ઘેરો, બાળકોનું ક્રીડાંગણ અને મોટાનું બેડમીંગ્ટન, pergola ને pavilion–લતાપથ અને લતામંડપ,–ફૂલના રોપ અને ફળનાં ઝાડ, શોભાના રોપા અને છાયાનાં વૃક્ષો, સુગંધી વનસ્પતિ અને ધાર્મિક છોડો : એમ અનેક બાબતો અનેક રીતે દાખલ કરવાની ઇચ્છા સૌ સૌના વલણ અને રહેણીકરણી અનુસાર થઇ આવશે. , તે સંબંધમાં એટલુ યાદ રાખવાનું કે મકાનનો બગીચો એક પ્રદર્શન નથી તેમ અભ્યાસ-બાગ નથી. તે રહેણાકનો, વપરાશનો અને શકય એવા સર્વ ઉપયોગનો મકાનનો જ એક વિશાળ ખંડ છે અને તે રીતે જ તેની યોજના થવી જોઇએ.

બગીચાની યોજનાના મુખ્ય બે પ્રકાર છે :–(૧) ઉદ્યાન (Formal), (૨) ઉપવન (Informal). ઉદ્યાનનું હાર્દ સ્થાપત્યતા અને ઉપવનનું વન્યતા. સાધારણ રીતે બીજા પ્રકારને ઘર બગીચામાં અવકાશ ઓછો ગણાય. તેની કંઇક અંશે ખુબી આણવા માટે પ્રમાણમાં વિશેષ જગ્યા જોઇએ. કારણ કે વનના જેવી અને કંઇક અંશે કુદરતી ઉગાવાને મળતી તેની રચના હોવી જોઇએ. તેમાં ઝાડોના ઝુંડો, ચાડોની ઝાડી, રોપાના ઘેરાઓ, વાંકીચુંકી પગથીઓ, આડાઅવળા રસ્તાઓ, ડુંગરાળ ભાગો, ગુફા કોતરના દેખાવો, કુદરતી તળાવડી કે ઝરણાંઓ, કુટીરો ને વિશ્રામસ્થાનો વગેરે વનરાજિને છાજતું, છતાં, શહેરીઓ લાભ લઇ શકે તેવું આવે. મતલબ, શહેરીઓ વનવિહારનો ખ્યાલ કરી શકે તેવો બગીચો તે ઉપવન.

ઉદ્યાન પ્રકારના બગીચામાં ભૌમિતિક આકૃતિઓ પ્રમાણે કયારા, કયારી ગોંદરી, કે ઝાડી આવે. તેમાં મધ્યરેખા–ધરી–ઉપર આધાર રાખી નક્કી થયેલી ગોઠવણ હોય. ભાગોની સમાનતા, તુલા, તાલ, આકારની મક્કમતા વગેરે આ

પ્રકારના બગીચાની ખાસીયત ગણાય. ઉદ્યાન પ્રકારના બગીચાની શોભા તેના શણગાર ઉપર આધાર રાખે છે અને તે મુજબની તેની શૈલી છે. ફુવારો, બાવલાં હોજ, સારણુ, ધોરીઓ, ધોધ, વિહંગસ્નાન, જલમંડપ, લતામંડપ, લતાપથ, ગોંદરી, કીનારી, ખાસ રેતીપટ, ફુલકયારા, વૃક્ષહાર, વાડવિસ્તાર, કુંડા, પંખીઘર, કમળહોજ, પગથીઆં, પગથીપટ, બેઠક, હીંડોળ, હીંચકો, શોભાડુંગર (rockery), શૈલદીપ (stone lantern) વગેરે અનેક પૈકીના એક યા સર્વ બગીચા-શણગારને ઉદ્યાન પ્રકારના બાગમાં અનિવાર્ય સ્થાન મળે.

ઉપર ગણાવેલ બાબતો ઇષ્ટ છે, પરંતુ, તેમાં મકાનના બગીચાની પર્યાપ્તિ થતી નથી. તેમાં તો વપરાશની તેમજ શોભાની એમ બન્ને ઉપયોગી વસ્તુનો સમાસ થાય. પ્રથમ તો આવજાવના રસ્તા સગવડભર્યા ગોઠવવા જોઇએ. પગના રસ્તા સીધા તથા ચોક્કસ અને વાહનના રસ્તા અનુકૂળ વળાંકવાળા હોવા જોઇએ. મોટરખાના પાસે ચક્કર કે પાંખીઓ વાંક (વાળવાની સગવડ માટે) ગોઠવી શકાય તો સારૂં. માર્ગો નક્કી થઇ ગયા એટલે બગીચાનું ખોળું તૈયાર થઈ જાય. તે પછી પોતાનું તથા કુટુમ્બનું વલણ તપાસી ઉપર ઉલ્લેખેલી બાબતો પૈકી કર્યા સિવાય ચાલી શકે તેવું નથી અથવા કઇ પ્રથમ પસંદગીને લાયક છે તે ઉહાપોહ કરી નક્કી કરવું જોઇએ. તે તે બાબત તેની અનુકૂળ જગ્યાએ ગોઠવાઇ ગઇ એટલે બગીચાની રેખાઓ નિશ્ચિત બની આકાર નક્કી થશે. આ સર્વ વિધિમાં મુખ્ય બાબત એ ધ્યાનમાં રાખવાની કે તેમાં વપરાશ (રસ્તા, કેડી, સુકવવાની જગ્યા, શાકભાજીનો વાડો વગેરે), રહેણાક (બેઠક, હીંડોળો, મંડપ વગેરે) અને રમતના ભાગો બરાબર આવી જાય. તેમાં ભંગીની કેડીને, છાણાંનાં ગાડાં માટેના રસ્તાને, મોટરના વળાક તથા કચરાના ઢગાને તેમ જ ફુલના કયારાને એમ સર્વને મેળમાં આવે તેવું સ્થાન આપવું જોઇએ.

ઉપર વર્ણવેલ ગોઠવણો પહેલેથી રાખ્યા સિવાય જેમ સૂઝે તેમ વાવી દેવામાં આવે તો પાછળથી ઉખેડવાનો વખત આવે. દાખલા તરીકે વૃક્ષ મકાનની બહુ નજીકમાં વાવી દીધું હોય તો તે મોટું થયે હવાપ્રકાશ રોકે અને વખતે પાયાને પણ હરકત પહોંચાડે. વૃક્ષો કયાં વાવવાં અને કયાં ન વાવવાં, રોપા કયા ઇષ્ટ અને કયા અનિષ્ટ, કયા શાકભાજી આંગણામાં હોઇ શકે વગેરે સંબંધમાં શિલ્પગ્રંથો બહુ વિગત આપે છે, પણ તેને અહીં સ્થાન નથી. ગમે તે વાવવામાં આવે, પરંતુ વપરાશના પાણીના નિકાસની દૃષ્ટિ ભુલાવી ન જોઇએ. પાણી ઓછામાં ઓછે અંતરે અને બની શકે તેટલી સીધી ગીરથી

ક્યારો મેળવી શકે તે ખાસ જોવું જોઈએ. મકાનના વપરાશના ભાગો અને બગીચાના તે પાણી પચાવવાના ભાગો લેવલ, લાઇન, દિશા, જથ્થો, આકાર વગેરે તમામ દૃષ્ટિએ મેળવાળા હોવા જોઈએ, નહિતર બગીચાની એક અગત્યની ફરજ બજી ન શકે તેવી વસ્તુસ્થિતિ ઉત્પન્ન થાય.

ખસૂસ કરીને જ્યાં સંડાસ ટાંકી (Sceptic tank) હોય ત્યાં તો બહુ જ ધ્યાન રાખવું જોઈએ. જેથી ટાંકીનું પાણી પૂરતું ઢળાણ (grade) મેળવી સહેલાઈથી મકાનથી દૂર જઈ પહોંચે. તે માટે ક્યારામાં એવી શાકભાજી અને વનસ્પતિ વાવવાં જોઈએ કે તે આ પાણી પચાવી શકે. જ્યાં આબોહવા અને તળ પાણીની સપાટીને અનુકૂળ હોય ત્યાં સંડાસ ટાંકીથી નિકાસના પ્રશ્નનો નીવેડો લાવવો એ વધારે ઇષ્ટ છે. તેના ગુણદોષમાં ઉતરી શકાય, પરંતુ તેની ચર્ચા અહીં અસ્થાને થઈ પડે.

પ્રવેશ અને ઉપરકહી બાબતો વચ્ચે સારૂં અંતર હોવું જોઈએ એ કહેવાની ભાગ્યે જ જરૂર હોય. ખરૂં જોતાં તો મકાન, બગીચો અને પ્રવેશનું નિરાકરણ સાથે જ થાય તે પદ્ધતિસર થયું ગણાય. પ્રવેશ શાને માટે જોઈએ છે અને તેનો આડચ સાથે મેળ છે કે નહિ તે જોવું જોઈએ. ઘણી વખત આડચ, પ્રવેશ અને ગૃહદ્વારને મેળ હોતો નથી તેનુ કારણ એકી સાથે સંકલના ન થઈ હોય એમ જ જણાશે.

આડચના સંબંધમાં કપાળે કપાળે જુદી મતિ જેવું છે. રક્ષણ અને મલાજાના કારણે કેટલાક ગઢ જેવી આડચ કરે છે. આમ થવાથી માર્ગસ્થાપત્ય અને ગૃહસ્થાપત્ય બન્ને બગડે છે, હવાપ્રકાશ રોકાય છે અને બંધિજ ભાવના થઈ આવે છે, ખર્ચ પણ બહુ વધી જાય કેટલાક નગરવિધાનમાં તો ઉંચી આડચ કરવાની સ્પષ્ટ મનાઈ હોય છે. પરંતુ, કાયદાથી તેમ કરવું કે કેમ તે વિવાદાસ્પદ છે. ઝનાના-વસવાટમાં તો તેનો અમલ કરવાની ખાસ મુશ્કેલી આવે. આવી વંડીઓને બહુ પાયો નહિ લેવાનો રિવાજ હોવાથી, તેમ જ નોધારી છતાં વધારે ઉંચી હોવાથી નમી જવાનો સંભવ છે. બીજી બાજુ લોઢાના તારની વાડ પણ તેટલી જ અનિચ્છનીય છે. તેની તરફેણમાં એક જ વસ્તુ છે અને તે બીજી આડચના પ્રમાણમાં તેનો અર્ધાથી પણ ઓછો ખર્ચ. તેનો મૂળથી જ દેખાવ ખરાબ ગણાય, છતાં તે મૂળ સ્થિતિમાં નહિ રહી શકવાથી દેખાવ વધારે ખરાબ થાય છે. તેના તાર સતાણ કે સીધા રાખવામાં કાયમી ખર્ચ આવે. કટાઈ જવાનો સંભવ ઘણો હોવાથી તેનું

થશે. પ્રવેશદ્વારના થાંભલા મજબુત અને આકર્ષક હોવા જોઇએ. દ્વાર ઉપરથી ગૃહધારીનું તેમ જ તે તે સમાજનુ માનમ પારખી શકાય એમ તેના નિષ્ણાતો કહે છે. પહોળો પ્રવેશ એ આતિથ્ય ભાવનાનું પ્રતીક છે. હિંદ તેના ભવ્ય, સુમેળ, સંસ્કૃત અને સ્થાપત્યપૂર્ણ પ્રવેશ–પ્રતોલી–માટે જગતભરમાં અજોડ છે, તેમ તેના ટીકાકારો કબૂલે છે. ગુજરાતના લગભગ દરેક ઘરમાં પ્રવેશદ્વારને સુંદર બનાવવાનો રિવાજ હજી પણ ચાલુ છે અને તેમાં ઠીક પ્રમાણમાં ખર્ચ પણ કરવામાં આવે છે. મતલબ, પ્રવેશ માટે અત્યારે જેમ સડી ગયેલ ઝાંપા જોવામાં આવે છે, તેમ તેને અહીંના ઘરોમાં જરાપણ સ્થાન નથી.

સુંદર પ્રવેશ, સુદર બગીચો અને સુંદર ઘર એ સંસ્કારિતાના સાથીઓ છે, સમાજની સંસ્કૃતિનાં સાધનો છે અને તેજ ભાવના અને માનસથી તે સંબંધી વિચાર થવો જોઇએ.



# ૮ : વસ્તુ તથા ખર્ચવિચાર

વસ્તુ–ઇમારતી સામાન વિષે ધંધાની દૃષ્ટિએ વિવરણ કરવાનું અહીં પ્રાપ્ત થતું નથી. મકાન બંધાવનારની દૃષ્ટિએ જ તેનું વિવરણ કરવાનું રહે છે. શેનું મકાન બનાવવું એ વિચાર બંધાવનારને સૌથી પ્રથમ આવે. ઈંટ, પત્થર, સીમેન્ટ, લાકડું વગેરે પૈકીમાંથી શેની પસંદગી કરવી ? બાંધકામનો એક સાધારણ સિદ્ધાંત છે કે બની શકે તેટલો સ્થાનિક માલ વાપરવો. હાલના વ્યવહારવિસ્તારના જમાનામાં સ્થાનિકતાનો સંકોચ પહેલાં જેટલો નથી, છતાં તેનું ગાંભીર્ય તો જેમનું તેમ રહે છે.

વસ્તુવિચારમાં ખાસ નીચેના મુદ્દાઓ જોવા જોઈએ —

(૧) મજબુતાઈ, (૨) ટકાઉપણું, (૩) દેખાવ, (૪) ખર્ચ.

જે વસ્તુનો વિચાર કરવાનો હોય તે વસ્તુ મકાનના કયા ભાગમાં આવે છે તેનો નિર્ણય કર્યા બાદ ઉપર પૈકીના કયા મુદ્દાને તેના સંબંધમાં મહત્તા આપવું તે નક્કી કરવાનું રહે. દાખલા તરીકે, ઈંટ ગમે તેટલી મજબૂત હોય અને જે જગ્યાએ તે વાપરવાની હોય ત્યાં બહુ જૂજ ભાર આવતો હોય છતાં જ્યાં લૂણો લાગે તેમ હોય ત્યાં ટકાઉપણાનો મુદ્દો મહત્ત્વનો બને. જ્યાં સારો પત્થર હોય ત્યાં તે જ વાપરવો ઇષ્ટ છે. પરંતુ, તેનો અભાવ

ઘણી જગ્યાએ હોય છે. તેવે સ્થળે ઈંટનો વપરાશ અનિવાર્ય હોય છે. ચાલુ ઈંટ કરતાં સીમેન્ટની ઈંટ માલ તરીકે મોંઘી પડે; પરંતુ, સીમેન્ટી ઈંટકામનું એકંદર ખર્ચ ઓછું આવે છે. સાધારણ રીતે ૧ : ૮ નો સીમેન્ટપથ્થર ઉપયોગમાં લેવાય છે. ઈંટકામ કે સીમેન્ટ પથ્થર કામના ખર્ચનો આધાર ઈંટ, ચુનો, રેતી, સીમેન્ટ અને તે તે પેટાકામોની મજૂરીના ભાવો ઉપર રહે છે. એટલે તે કથન તેટલા પૂરતું નિરપવાદ રહી શકે નહિ.

ઘણા લોકો નવ ઈંચી દીવાલથી ભડકે છે; પરંતુ, તેમ થવા કંઈ કારણ નથી. અલબત, જેમ કામ ધીંગું તેમ મજબુતાઈ વધારે; છતાં તેનો અર્થ એવો ન હોવો જોઈએ કે પહોંચી ન શકે તેણે પણ તણાઈને એ ખર્ચાળ વધારાની મજબુતાઈ ખરીદવી જોઈએ. કેટલાક લોકો સવા ફૂટથી ઓછી દીવાલને નબળી ગણે છે અને તેને અંગે થતું વધારે ખર્ચ ભોગવવા તત્પરતા બતાવે છે. એક જોતાં તો તેવી તત્પરતા આવકારદાયક ગણાય, કારણ કે તે એમ સૂચવે છે કે લોકોને જો ખાત્રી કરાવી શકાય કે અમુક કામ અનિવાર્ય છે તો તેને માટે વધારે ખર્ચ સહેવાને તે હંમેશ તૈયાર હોય છે. પરંતુ, બીજી દૃષ્ટિથી જોતાં આવો નિષ્કારણ ખર્ચ કરવો તે વાજબી નથી. કારણ કે, તે ખર્ચવધારો બીજી જરૂરિયાતોના ઘટાડામાંથી આવવાનો; ઘણે ભાગે માલેકની શક્તિ મર્યાદિત હોવાથી એકંદરમાં વધારો થવાનો સંભવ ઓછો છે. સાધારણ સ્થિતિના માણસ માટે તો તે ખાસ વિચારવા જેવું છે. તેનું મકાન આમેય પ્રમાણમાં ટૂંકું હોય અને કોથળી પણ નાની હોય, એટલે દીવાલવધારો બીજે ઘટાડીને ભરપાઈ કરવાનો રહે.

જ્યાં મેડી કરવાની હોય ત્યાં તો ભીંતળની દીવાલ સવા ફૂટની જોઈએ, એવી માન્યતાવાળાની સંખ્યા ઘણી થાય. તેના જવાબમાં એવાં અનેક મકાનો મોજુદ છે કે લાંબી નોંધારી પછીત હોવા છતાં નવ ઈંચી દીવાલ તળે તથા ઉપર બન્ને જગ્યાએ કરવામાં આવેલ છે, છતાં કોઈ ફાટ પડી કે એવું કંઈ થયેલ નથી મતલબ, દીવાલની મજબુતાઈનો આધાર તેની ફક્ત પહોળાઈ ઉપર જ નથી. પરંતુ, તેની કામગીરી–તેનો માલ તથા કારીગરી–ઉપર રહે છે. તે બન્ને વસ્તુ બરાબર હોય તો નવ ઈંચની દીવાલ ઘર મકાન માટે કંઈ ખોટી નથી.

ભીતા કબાટ, તાંકાં વગેરે માટે જાડી દીવાલ કરવી જોઈએ એવો અભિપ્રાય ઘણા ધરાવે છે. અલબત, કબાટ, તાંકાં, પાણીઆરાં, તેજોરી, ઘોડા વગેરે તમામ ભીંતમાં સમાઈ જાય તેવી જાડી ભીત હોય તો જરૂર સારૂ. પરંતુ, ભીંતની જાડપની સાથે આંટ તથા પાયો બન્નેની પહોળાઈ વધે; જેથી ખર્ચ પહેલી

નજરે દેખાય તેના કરતાં વધુ થઇ જાય છે; તેટલું જ ખર્ચ બલ્કે તેથી પણ ઓછું વધારાનું ખર્ચ યોગ્ય રીતે કરવામાં આવે તો ખંડો મોટા થાય અને ઉપયોગી જગ્યા વધે. દાખલા તરીકે, ભીંતા કબાટ સમાવવા માટે ૧૨'×૧૨'ના એક ખંડની ભીંતો સવા ફૂટની કરી તે જ ખંડને નવ ઇંચી દીવાલ કરી ૧૩'×૧૩'નો બનાવવામાં આવે તો કબાટ કે કબાટો ફક્ત ૭ ઇંચ બહાર નીકળે. જ્યારે ઉપયોગી જગ્યામાં પંદર ચોરસ ફૂટનો વધારો થાય, જે દસ ટકા ઉપરાંતનો થયો, છતાં ખર્ચ તો ઓછો થાય. હવે આ ઓરડામાં સાધારણ રીતે હોય છે તેમ પંદર ચોરસ ફૂટનું કબાટ હોય અને ચારે બાજુ દીવાલના ચોરસ ફૂટ લગભગ ૪૫૦ હોય એટલે પંદર ચોરસ ફૂટ માટે સાડાચારસો ચોરસ ફૂટમાં ૬૬ ટકા વધારે માલ ઘાલી દેવા જેવું થાય. મતલબ, કબાટ ભીંતમાં જ સમાવી દેવા માટે તણાઇને પણ દીવાલ જાડી કરવી તે બરાબર નથી.

જાડી દીવાલની ખરી ઉપયોગિતા તો ઠંડી કે ગરમીમાં ખંડ ગરમઠંડો રહે તે છે. પરંતુ, તે માટે દીવાલ ઠીક પ્રમાણમાં જાડી હોય તથા ગારાથી ચણેલ હોય તોજ અસરકારક બને છે. ચુનાનું ચણતર લગભગ એકરગું હોઇ, દેખાય તેવી તેની અસર થતી નથી. આ કામ માટે તો પોલાણુવાળી સીમેન્ટ કે માટીની ઇંટ વધારે અનુકૂળ ગણાય. પરંતુ, તેનો દોષ એ છે કે ઉષ્ણ દેશોમાં તેના પોલાણમાં જીવજંતુ ભરાઇ રહે અને તે ઉપદ્રવરૂપ થવાનો સંભવ ગણાય, અગર જો, તેવા કિસ્સા જૂજ બને છે. ફક્ત ગરમીનો વિચાર કરીએ તો કાચી ઇંટોનાં મકાન સૌથી આગળ આવે. પરંતુ, મકાનમાં એકલી ગરમીનો જ વિચાર કરવાનો હોતો નથી. કાચાં મકાનના બીજા દોષો એટલા બધા છે કે તેનો વિચાર નગરવાસીઓ માટે તદ્દન નકામો છે.

આ સર્વ વિચારને અંતે એટલુ જ નક્કી થાય છે કે સાધારણ સ્થિતિના માણસો માટે તથા જેની સ્થિતિ સારી છે છતાં, જેઓ નિષ્કારણ નાણું ખર્ચવા માગતા નથી અને રૂઢિચુસ્તતાથી પર રહેવાને તત્પર હોય તેને માટે તો સીમેન્ટ કે પાકી માટીની નવ ઇંચી દીવાલ અને પત્થર સસ્તો હોય તો તેની સવા ફૂટની દીવાલ ભલામણપાત્ર ઠરે છે. સીમેન્ટની ઇંટ હોય તો અંદર ફક્ત જારૂકામ કરવાનું અને પાકી ઇંટ હોય તો બન્ને બાજુ રીતસર ચુનાની ગાર (plaster) કરવાની. પત્થરનું ચણતર હોય તો અંદર ચુનાગાર અને બહાર સીમેન્ટ દોરીથી ચાલે. પત્થર ઉપર બહારના ભાગમાં ચુનાગાર કરવાની હોય તો થઇ શકે, પરંતુ તેની અનિવાર્ય જરૂરત ગણાય નહિ, સિવાય

કે પત્થર પોચો અને વરસાદનું પાણી ચૂસે તેવો હોય. ઉલટું, પાકા પત્થરને ઘણીવાર ચુનાગાર બરાબર પકડ કરતી નથી. એટલે ફક્ત દોરીપાટા કરવા તે જ વધારે સારૂં છે. વિશેષમાં પત્થર અને દોરીવાટાથી દીવાલ ચુનાગારની માફક તદ્દન નિરસ સપાટીવાળી નહિ બનતાં આકાર અને આકર્ષકતાવાળી બને છે. અંદરના ભાગમાં તો સાફ સપાટી જોઇએ, એટલે ગમે તે જાતનું ચણતર હોય તો પણ નીરૂકામ કે ચુનાગાર કામ કરવું તે સલાહભરેલું છે. જો તેમ કરવામાં ન આવે તો આરોગ્યની દૃષ્ટિએ તે ખામીવાળું ગણાય, છતાં, ચુનાગારનો ખર્ચ મકાનની બીજી બાબતોની અનિવાર્યતાના પ્રમાણમાં એટલો બધો આવે છે કે ઘણાને તેનો ખર્ચ પોસાઇ શકે નહિ. તેવા કિસ્સામાં ફક્ત ધોળ (White wash)થી જ ચલાવી લેવું પડે. કેટલીક વાર એવું પણ બને છે કે મકાન બંધાવનારની ખર્ચ કરવાની શક્તિ હાલ તુરત તો અમુક હદ સુધી જ જઇ શકે છે, અને કયાં કેવી રીતે કાપકૂપ મૂકવી તે સવાલ ઉત્પન્ન થાય છે. તેવા કિસ્સાઓમાં આ ચુનાગારની બાબત એવી છે કે જે જતી કરી તાત્કાળિક ખર્ચનો બચાવ કરી શકાય. તેનું કારણ એટલું જ કે પહોંચી શકાય તેવું થાય ત્યારે ચુનાગાર પાછળથી થઇ શકે.

દીવાલમાં વાજબી કરકસર કરવી તે બરાબર છે, પરંતુ, પાયામાં સહેજ વધારે ખર્ચ થાય તો હરકત નથી. પાયો હંમેશ નજર બહાર રહે છે તેથી તેની ખામી તુરત ધ્યાન પર આવી શકતી નથી, એટલે તેની દુરસ્તી વખતસર થઇ શકે નહિ. વિશેષમાં પાયાની મજબુતાઇનો આધાર જમીન ઉપર છે. અને અસરકારક ભાષા વાપરીએ તો જમીનના પેટની કોઇને ખબર પડતી નથી. વૈજ્ઞાનિક દૃષ્ટિએ આ વાકય શબ્દાર્થે બરાબર નથી. છતાં પાયાની ઉપયોગિતા સમજાવવા માટે પૂરતું છે. મતલબ પાયામાં ખોટી કરકસર કરવી તે વાજબી નથી. તેથી ઉંધું ઘણા લોકો એવા હોય છે કે પાયા ઘણા પહોળા કરી મૂકે અને પાયાની ઉંડાઇ પણ ઘણી લે. જોઇએ તે કરતાં પહોળા પાયા નિરર્થક છે, એટલું જ નહિ પણ, વધારે પહોળા પાયા લઇ વધારે છૂટ (off–set) રાખવામાં આવી હોય તો નળ, ગટર વગેરે લેવામાં નડતરરૂપ થાય. ઉંડા પાયા લેવાના રિવાજમાં કેટલીક વાર સોનું વેચી કથીર લેવા જેવું થાય છે. એવા ઘણા કિસ્સા જોવામાં આવ્યા છે કે પાયાનું તળ ઘણું સખત હોય, છતાં, ઉંડું ખોદવામાં આવે છે અને પછી પાયાના માલથી તે પૂરવામાં આવે છે. વસ્તુસ્થિતિ એવી થાય કે એકરંગો, કઠણ, મજબૂત માલ કાઢી નાખી તેની જગ્યાએ અનેકરંગો, પ્રમાણમાં

ઓછો મજબૂત માલ નાખવામાં આવે. મતલબ, પાયા પહોળા અને ઉંડા જોઇએ એ સિદ્ધાંતને જોઇએ તે કરતાં વધારે ખેંચી જવો જોઇએ નહિ. સાધારણ સંયોગોમાં પાયો ત્રણ ફૂટ ઉંડો અને દોઢથી બે ફૂટ પહોળો હોય તે બરાબર કહેવાય કેટલીકવાર પગથિયાં કે એવી વસ્તુ માટેના પાયામાં ગોટાળો થઇ જાય છે. કાં તો તેના પાયા મૂળ ચણતર જેટલા જ લઇ લેવામાં આવે છે અને કાં તો પગથિયાંને પાયાની શી જરૂર ? તેના ઉપર કયાં વજન આવે છે ? વગેરે વિચાર કરી પાયો લગભગ લીધા સિવાય કામ કરવામાં આવે છે. પહેલા કિસ્સામાં નકામું ખર્ચ થાય છે જ્યારે બીજા કિસ્સામાં થોડો વખત તો વખતે કંઇ વાંધો આવતો નથી. પરંતુ, પાછળથી દીવાલને અડીને આવેલાં પગથિયાં તથા દીવાલ વચ્ચે ફાટ પડી જઇ પગથિયાં છૂટાં જેવાં થઇ જાય છે. ખરી રીતે પગથિયાંને માટે રીતસર પાયો નહિ કરતાં, જમીનના પ્રમાણમાં ફૂટથી બે ફૂટ ઉંડાઇનો ત્રાપો કરી પગથિયાં કરવાં.

પાયા ઉપર આંટ કરવામાં ચાલુ ઇંટો કે પાણી ચૂસે કે લૂણો લાગે તેવો પત્થર બિલકુલ વાપરવો નહિ. આ નિયમ પહેલી દૃષ્ટિએ એવો સામાન્ય લાગે છે કે સાધારણ રીતે કોઇને પણ એમ થાય કે તેમાં કહેવાનું શું હતું ? મકાન બાંધનાર આટલું પણ સમજી ન શકે ? દેખીતી રીતે તે નિયમનું પાલન બરાબર થાયજ એમ મનાય, છતાં, હકીકત તેથી બીજી રીતે છે. કોઇ પણ શહેરના મકાનોનું Census લઇએ તો હજારો જેટલાં મકાનો આજ કારણથી બિન–દુરસ્ત સ્થિતિનાં અગર તો અવારનવાર દુરસ્તી ખર્ચ માગતાં હોય તેવાં જણાશે. મતલબ, આંટમાં પાકો પત્થર કે સીમેન્ટની ઇંટ સિવાય બીજી કોઇ વસ્તુ વાપરવી નહિ, એ નિયમનો ચૂસ્તપણે અમલ કરવો જોઇએ. ડબરની આંટ સંબંધે ઘણાને વસવસો રહે છે. પરંતુ, તેમાં વસવસો રાખવાને કંઇ પણ કારણ નથી. જે મકાનની આસપાસ ઘણું ખુલ્લું છે અને જેને અડીને સારો બગીચો છે તેને માટે તો ડબરની આંટ ઉલટી સલાહભરેલી ગણાય. અલબત, રસ્તાની ધાર ઉપર જ ચણતર હોય તો ખાણકીની આંટ કરવી તે દેખાવ અને ટકાઉપણાની દૃષ્ટિએ જરૂરી ગણાય. તેવીજ રીતે જે મકાનોની આસપાસ રમતગમત કે એવાં ખુલ્લાં આંગણાં કે મેદાન છે અને જેની ભૂમિકા વન્ય કે વન્યને મળતી નથી તેને માટે પણ ખાણકીની આંટ હોય તો સારૂં. સિવાયને માટે ડબરની આંટ કરવામાં વાંધો લેવા કંઇ કારણ નથી.

મકાનના એકંદર ખર્ચમાં પાયો અને આંટ ઠીક પ્રમાણમાં નાણું લઇ લે છે. જે

કિસ્સામાં વિશેષ કાપકુપની જરૂર પડે તે કિસ્સામાં જ્યાં સાધારણ વહીવટ પ્રમાણે દીવાલ કે ખીંડલા પાયો અને આંટ કરીને થાય છે ત્યાં પાયો કે આંટ ન જોઈએ તે જાતનું ખીંડલું કરાવામાં આવે તો ખર્ચમાં ઠીક પ્રમાણમાં ઘટાડો થાય. દાખલા તરીકે, કોઠાર અને રસોડા વચ્ચેની દીવાલને બદલે પાયા વિનાનું ખીંડલું કરવામાં આવે. કેટલાક લોકોને પાયા વિનાનું ખીંડલું કરવામાં ધાસ્તી જેવું લાગે છે. પરંતુ, સિદ્ધાન્ત અને અનુભવ એવી ધાસ્તી રાખવા ના પાડે છે. ખર્ચ, મજબૂતાઈ અને ટકાઉપણાની દૃષ્ટિએ આખું ખીંડલું લોઢાળા સીમેન્ટ કાંકરેટનું ભલામણપાત્ર બને છે. આવું ખીંડલું એકજીવ હોઇ, સીમેન્ટના પાટડા કે પીઢિયાની માફક બે છેડાની દીવાલના પકડથી આપમેળે પાયા વિના રહી શકે છે. તેની જાડાઈ ૨½" થી ૩" હોય તો ચાલે. એવી જ રીતે ખર્ચ ઘટાડવામાં ઓસરીના ખીંડલાં માટે પણ કરી શકાય. ઓસરીને તો પાયો અને આંટ અનિવાર્ય હોય, એટલે, તેના ઉપર લોઢાળા સીમેન્ટ કાંકરેટના ખીંડલાની જરૂર પડે નહિ. સીમેન્ટની ઈંટનું ૯" જેટલું ખીંડલું ખુશીથી ચાલે. સીમેન્ટની દીવાલો સંબંધમાં બે જાતની અગવડ ગણવામાં આવે છે. એક તો તેમાં ખીલા, ખીંતી, ચુંક કે તેવું કંઇ નાખી શકાય નહિ. પાછળથી કોઇ ભાગ વીંખવાની જરૂર પડી તો સીમેન્ટની દીવાલમાં થઈ શકે નહિ. આ બન્ને અગવડ થોડે ઘણે અંશે લોઢાળા સીમેન્ટ કાંકરેટની દીવાલને લાગુ પડે છે, પરંતુ, સીમેન્ટ પત્થરની દીવાલને જરાપણ લાગુ પડતી નથી. લોઢાળા સીમેન્ટમાં પણ એવી જાતની શારડીઓ અને સાધનો આવે છે કે તેનાથી ગમે ત્યારે ડટ્ટીઓ નાખી, ખીંતીઓ વગેરે નાખી શકાય છે અને roll-plug કે તેવું કંઇ સાધન વાપરી ખીલા, સ્ક્રુ પણ વાપરી શકાય છે. સીમેન્ટના કામમાં વાંધો એ છે કે તે કરવામાં કાળજી રાખવી જોઇએ.

જેવો બચાવ દીવાલ, પાયા વગેરેમાં થાય છે, તેવોજ ખર્ચનો બચાવ આંટ ઉપરના થર માટે થઇ શકે. પરંતુ, કેટલાક લોકો વધારે પડતો ખર્ચ બચાવવા ખાતર અગર તો કામ કરનાર મીસ્ત્રીની સીમેન્ટ સંબંધીની આવડતની ખામીને કારણે પોચા પાણાની પાપડીનો થર લગાવે છે તે કોઇ રીતે ઇષ્ટ નથી. તેમ કરવાથી જે ભાગ ઉપર આખા મકાનનું વજન આવે છે તેજ ભાગ ખામીવાળો બને છે.

થર ઉપરના થાંભલા કઇ વસ્તુના કરવા, તે વિચાર પણ ઘણાને મુંઝવે છે. તે કામમાં વપરાતી વસ્તુ પૈકી નીચેની મુખ્ય છેઃ—

૧. લાકડું, ૨. ચણતર (ઇંટ કે પત્થર), ૩. લોઢાળું સીમેન્ટ કાંકરેટ, ૪. લોઢું.

ગુજરાતે કાષ્ટસ્થાપત્યનો ખૂબ વિકાસ સાધેલો હોઇ, ઘરૂ બાંધકામમાં તો લાકડાના થાંભલા જ વાપરવાનો પ્રચાર છે. પાટડા વગેરે કામમાં તો લાકડું જ વપરાતું, કારણ કે, ગુજરાતમાં પાટડાલાયક મોટા પત્થર મળવાની ઘણી જ મુશ્કેલી હતી અને હજુ પણ છે. પત્થર સંબંધીની આ વસ્તુસ્થિતિમાં રજપૂતાનાનો ભાગ ઘણો ભાગ્યવાન છે, જ્યારે ગુજરાતનો ઘણો ભાગ પત્થરની સગવડતાથી વંચિત છે. પરંતુ, જ્યાં ચુનાળો કે રેતીઓ પત્થર સારા કદમાં મળી શકયો છે અગર તો જ્યાં ખર્ચનો હિસાબ નથી અને દૂરદૂરથી તેવો પાણો મેળવાયો છે ત્યાં ગુજરાતે તેનો સુંદર ઉપયોગ કર્યો છે એમ તો મોજુદ બાંધકામો સચોટરીતે સાક્ષી પૂરે છે. છતાં, કાષ્ટસ્થાપત્ય ગુજરાતની સ્થાપત્ય–પ્રવૃત્તિનું વિશિષ્ટ અંગ ગણાય. વિશેષમાં લાકડું એવી વસ્તુ છે કે જેનો ગમે તેવો ઘાટ મેળવી શકાય; ઉપરાંત, તેના ઉપર કારીગરી કસી શકાય, એટલું જ નહિ પણ, લાકડકામને તથા રંગકામને એવો મેળ હોય છે કે જે જાતનું વૈવિધ્ય લાવવું હોય તે જાતનું રંગકામથી લાવી શકાય. કામ કરવામાં પણ લાકડાના થાંભલા, પાટડા વગેરે સગવડવાળા હોય છે. કારણ કે તેનું સફાઇ-કામ, ઘાટકામ વગેરે પ્રથમથી જ કારીગર નીચે બેસી સહેલાઇથી કરી શકે છે. અને બધો મેળ નીચે બેસીને મેળવ્યા બાદ જ સ્થળ ઉપર લાકડકામ ઉભું કરી શકે જેથી લાકઠકામમાં તકલીફ ઓછી પડે. બાંધકામમાં લાકડાની આવી પ્રવાહીતાના કારણે તથા ઇમારતી લાકડું ગુજરાતમાં સહેલાઇથી મળવાના કારણે કાષ્ટસ્થાપત્યનો પ્રચાર ઘણા જૂના વખતથી હજૂ ચાલ્યો આવ્યો છે, તે એટલે સુધી કે ગુજરાતના પ્રાચીન શિલ્પગ્રંથોમાં ગુજરાતના એન્જીનીયરને ઘણી જગ્યાએ સુત્રધાર (સુતાર) કહેલ છે.

હાલના જમાનામાં બાંધકામપ્રદેશ ઉપર લાકડું પહેલા જેવી એકધારી સત્તા ભોગવી શકે તેવી સ્થિતિ રહી નથી. પ્રથમ તો લાકડું પ્રમાણમાં મોઘું મળે છે. બીજી બાજુ વ્યવહારના વિકાસ અને વિસ્તારના પરિણામે સીમેન્ટ, લાયક પત્થર વગેરે સહેલાઇથી મળી શકે છે. શોધખોળ અને અખતરાઓથી લગભગ લાકડાના જ માપના બીજી વસ્તુના થાંભલા વગેરે શકય હોવાનું સાબિત થયું છે. ઉપરાંત, લોઢું સસ્તું હોવાથી તેના ઉપયોગનો વિસ્તાર વધી ગયો છે. આવાંઆવાં કારણોને લીધે હવેના મકાનોમાં ખર્ચને હિસાબે લાકડું ઓછું થયેલ છે. વિશેષમાં, આગના પ્રસંગે લાકડું સલામતીવાળું નહિ હોઇ, કાયદાથી જ કેટલીક જગ્યાએ તેના ઉપર પ્રતિબંધ મૂકાયેલ છે. છતાં, ગુજરાતમાંથી તેનું

સ્થાન નાબૂદ થઇ શકે તેવું નથી. સાધારણ રીતે લાકડાના થાંભલા ૪"×૪"થી ૧૦"×૧૦"ના હોય છે. તેથી વધારે માપના થાંભલા તો સાર્વજનિક કે એવાં મોટાં મકાનોમાં આવે. ૭"×૭"થી વધારેના થાંભલા પણ બહુ જૂજ પ્રમાણમાં વપરાય છે. સાધારણ રીતે જેટલા માપના લાકડાના થાંભલા વાપરવાના હોય તેટલા જ માપના લોઢાળા સીમેન્ટના થાંભલા મજબુતાઇની દૃષ્ટિએ વાપરી શકાય. લાકડાનો ભાવ લોઢાળા સીમેન્ટના ભાવથી લગભગ બમણો કે તેથી વધારે હોય છે. આથી ખર્ચને હિસાબે લાકડાના થાંભલાની વપરાશ ઘડીભર ચાલુ રહી શકે તેમ નથી. છતાં વપરાય છે તેનું કારણ એ છે કે સીમેન્ટકામના કારીગરો હજી દરેક જગ્યાએ પૂરતા પ્રમાણમાં મળી શકતા નથી. ઉપરાંત કાળજીને અભાવે સીમેન્ટી કામ બગડયાના દાખલાઓ ઘરધણીઓના જોવામાં આવ્યા કરે છે. સિવાય સીમેન્ટી થાંભલાની ધાર ચોકખા સ્વરૂપમાં લાકડાના થાંભલા જેટલી રહેતી નથી. જોકે આ દોષ તો બહુ ઓછા ઘરધણીઓના જોવામાં આવે છે. આવી વસ્તુસ્થિતિને પરિણામે લાકડાના થાંભલા હજુ ચાલુ રહ્યા છે. પરંતુ, ખર્ચ બચાવવામાં થાંભલાની આઇટેમ મહત્ત્વની હોઇ લાકડાને બદલે લોઢાળા સીમેન્ટના કે ચણતરના થાંભલા વાપરવાનો રિવાજ ચાલુ થાય તો તે અનિચ્છનીય નથી. આ જગ્યાએ એટલી નોંધ કરવી જોઇએ કે જ્યાં નાના માપના થાંભલા ચાલી શકે ત્યાં તો લાકડાના જ સસ્તા પડે. ચણતરના થાંભલા નાના માપના થઇ શકે જ નહિ, પરંતુ, જ્યાં સ્થાપત્યની દૃષ્ટિએ કે મજબુતાઇને કારણે મોટા માપના થાંભલા આવતા હોય ત્યાં ચણતરના થાંભલાને સ્થાન છે. ચણતરનો ભાવ લાકડા કે લોઢાળા સીમેન્ટના ભાવ કરતાં ઘણો ઓછો હોય છે. પરંતુ, થાંભલાનુ માપ વધારે હોય તેથી એકંદર ખર્ચ ઓછો થાય કે નહિ તે કિસ્સાવાર જોવાનું રહે. જ્યાં બીજા કારણે થાંભલા મોટા માપના આવતા હોય ત્યાં ચણતરના થાંભલા કરવાથી ફાયદો થશે. થાંભલા તથા તેની ઘાટી, ગોઠવણી ઉપર મકાનના દર્શનનો આધાર હોઇ તેમાં વાપરવાના માલનો પહેલેથી જ વિચાર કરવો એ જરૂરનું છે. સ્તંભ એ હિન્દી સ્થાપત્યનું મહત્ત્વનું અંગ છે અને તેની અનેક જાતો, અનેક ઘાટો અને અનેક ગોઠવણી અત્યારે પણ પ્રચલિત છે. મકાનની મજબુતાઇનો તેમ જ દેખાવનો આધાર સ્તંભ ઉપર છે. ખાસ કરીને હિન્દી સ્થાપત્ય પદ્ધતિના મકાનો માટે તો તે લગભગ અનિવાર્ય ગણાય.

આ જગ્યાએ એટલી નોંધ કરવી જોઇએ કે modern styleનાં મકાનોમાં

દર્શનના ભાગમાં થાંભલાને જરાપણ સ્થાન નથી. ભારના ટેકા તરીકે થાંભલાઓ કરવામાં આવ્યા હોય તો પણ તેની વચ્ચેની દીવાલ-પડદી એવી રીતે કરવામાં આવે કે થાંભલાનું થાંભલાપણું દર્શનના ભાગમાં જરાપણ દેખાય નહિ. આવી પદ્ધતિમાં થાંભલો સ્થાપત્યની દૃષ્ટિએ કંઇક ગૌણ બની જાય, પણ શિલ્પની દૃષ્ટિએ તેનું મહત્ત્વ ઘણું વધી જાય. કારણ કે, આખા મકાનનો આધાર આવા થાંભલાઓ ઉપર હોય. એવા કિસ્સાઓમાં પણ થાંભલાના માલની પસંદગી ખાસ વિચાર માગે, જ્યારે હિન્દી પદ્ધતિના મકાનોમાં તો સ્તંભવિચાર મુખ્ય ગણાય. પત્થરના થાંભલામાં ઘાટઘુટ કરવામાં તથા તેના ભાગો હલકાભારે અને પ્રમાણસર કરવામાં ઘડતર આવે એટલે ઘણેભાગે પત્થરના થાંભલા સગવડ-વાળા થાય. સીમેન્ટી થાંભલા વખતે સસ્તા થાય, પરંતુ, દર્શનને અનુરૂપ કંઇ ઘાટ કરવાનો હોય તો વખતે ખર્ચાળ બને; અગર જો સાદા ઘાટ માટે તો સીમેન્ટી થાંભલા સસ્તા પડવાનો સંભવ છે.

કુંભી, સરાં, થાંભલાની કાતળી, થાંભલા ઉપર ઘોડા હોય તો ઘોડા, ભાલ વગેરે તમામ રંગ, ઘાટ અને માપમાં સુમેળ હોય તો જ એકંદર દેખાવ સારો થાય અને ખર્ચ ઓછું લાગે. થાંભલા ઉપર કમાન હોય તો તે પણ તે જ જાતના માલથી બનાવેલી હોય- તો જ બરાબર સારૂં લાગે.

કમાન કરવી કે પાટડો તે સવાલ ઘણીવાર માણસને અવઢવમાં નાંખી દે છે. દેખાવની દૃષ્ટિએ બન્નેમાંથી ગમે તે વાપરી સુંદર દર્શન મેળવી શકાય. ખર્ચમાં શું સસ્તું પડે તે ચોક્કસ કહી શકાય નહિ, કારણ કે તેનો આધાર ઘણી બાબતો ઉપર રહે છે. છતાં, સામાન્ય રીતે કમાનકામ સસ્તું થાય. હિંદી સ્થાપત્યે કમાનનો ઉપયોગ પાટડાના પ્રમાણમાં ઘણો ઓછો કર્યો છે. કમાનનો સ્વભાવ તે જેના ઉપર હોય તેને ધક્કો મારી પાડવાનો પ્રયાસ કરવાનો છે, જ્યારે પાટડાનો સ્વભાવ તેના આધારને દાબી તેની જગ્યાએથી ચસકવા ન દેવાનો છે. મતલબ, સિધ્ધાંતની દૃષ્ટિએ કમાનપધ્ધતિ unstable equilibrium વાળી ગણાય. વસ્તુતઃ ઉપયોગિતા બન્નેની એક સરખી જ ગણાય.

જુનવાણી મકાનોમાં લાકડાના ચાપણાનો સ્થાપત્યના ઉપાંગ તરીકે સુંદર ઉપયોગ થયેલ છે; તેને અનુરૂપ આઠ કે બારશાળા (લાકડા)નું બારસાખ અત્યારે તો સ્વપ્નવત ગણાય. તેની મજબુતાઇની તો સરસાઈ પણ અશક્ય. હજુ પ્રવેશદ્વાર જુની પદ્ધતિ પ્રમાણે થાય છે. પરંતુ, ત્યાં આઠ લાકડાથી વધારે વાપરવાનો પ્રચાર નથી. હાલમાં ત્રણ લાકડાનું જ બારસાખ બને છે.

મજબુતાઇની દૃષ્ટિએ તે ઘણું નબળું ગણાય, પરંતુ નાણાંતંગીમાં તેનો પ્રચાર સર્વસામાન્ય થઇ પડયો છે. લાકડાની સાખને બદલે પત્થરની સાખ (અલગ અગર મોસ્કામાંથી ઘડીને) વાપરવામાં આવે તો મજબૂત, ટકાઉ અને સુંદર કામ થાય. હાલના બારીબારણાનું નિરીક્ષણ કરવામાં આવશે તો લગભગ દરેકમાં મોસ્કા પાસેનો ચણતરનો ભાગ ખરી પડતો અને કાયમ દુરસ્તી માગતો જોવામાં આવશે. આ સ્થિતિ પત્થરની સાખમાં અગર આઠ કે બાર લાકડાના ચોગઠાંમાં જોવામાં આવશે નહિ.

આવો જ સવાલ બારણાં સાખને કેવી રીતે જોડવાં તેને માટે ઉત્પન્ન થાય છે. સૌથી મજબૂત રીત અણીઆરાં ચણીઆરાંની છે. તેમાં ફદદનું વજન જમીન ઉપર રહે છે, ચણીઆરાના ભાગ ઉપર કોઇ જાતનું વજન નહિ આવતું હોઇ સુતર રહે છે. Tensile strain તો આવે જ નહિ. તેથી ઉતરતી રીત નરમાદાની છે. તેમાં કાપ (shear) ઉપરાંત તાણ (tension) આવે, પરંતુ, તે બન્ને ઉપાડવા માટે તેનું કદ પૂરતું હોય છે. નરમાદાના ઘાટની, તેની જડાઇની રીતની એટલી બધી જાત છે કે તેના વિવરણનો સમાસ અહીં ઉચિત નથી. ત્રીજી રીત મીજાગરાની. આ રીત ફીરંગી લોકો લઇ આવ્યા. મીજાગરા શબ્દ જ પોર્ટુગીઝ ઉપરથી છે. આ રીત સૌથી નબળી છે. તેમાં તાણ અને કાપ બન્ને આવે છે અને તે સહેવા નાનકડા સ્ક્રૂ આવે; તેમાં વળી સ્ક્રૂના પેચ અને લાકડાના પકડ ઉપર જ બધો આધાર. મતલબ, સાખ અને બારણાના જોડાણ માટે નબળામાં નબળી ચીજ શોધાઇ હોય તો તે આ મીજાગરા.

આ મીજાગરા હસ્તીમાં આવવાનું કારણ તકતી (panel)વાળા બારણાનો રિવાજ. મીજાગરાની માફક ખંડને બંધ કરવા માટે નબળામાં નબળી વસ્તુ શોધાઇ હોય તો તે આ તકતીવાળાં બારણાં. આ રીતમાં તકતી ૧" થી ૨" સુધીની જાડી હોય તે છોલાઇ ચારે છેડે ૦॥" લગભગની થઇ જાય એટલુ જ નહિ પણ તેના ચોકઠામાં તેને ભાગ્યે જ અર્ધા ઇંચનો આધાર મળે, જ્યાં વરસાદના ભરાઇ રહેલા પાણીનો તેને સાથ મળે એટલે આયુષ્ય ટુંકાવવાનો સરળ ઉપાય જડી જાય. મજબૂત માણસ એક પાટુ મારે ને નીકળી જાય તેવી તેની જોડવાની રીત છે. વળી પાનેલવાળી રીતમાં સારૂ લાકડું (બર્મા સાગ) જ જોઇએ, જેથી, બીજી રીતના પ્રમાણમાં તે નબળું છતાં ખર્ચાળ બને. વેણી ધોકાની રીતમાં જોડકું ચાલે. ટકવામાં અને મજબૂતાઇમાં જોડકું ચડે છતાં ખર્ચમાં ઓછુ. ફક્ત બર્મા સાગ જેવી તેની સફાઇ ન થાય. પરંતુ, વેણી ધોકાના

બારણાંનો દેખાવ તેની ક્ષણજીવી સફાઈ ઉપર નહિ, પરંતુ, દીર્ઘજીવી આકાર ઉપર આધાર રાખે છે. તે મજબૂતાઇમાં પહેલે નંબર, દેખાવમાં તો પેનલવાળા કરતાં કયાંય ચડી જાય, છતાં, આપણી દૃષ્ટિ એવી વિકૃત થઈ ગઇ છે કે નબળું અને કુરૂપ કામ વધારે ખર્ચ કરી ખરીદીએ છીએ અને મજબૂત અને સ્થાપત્યશુદ્ધ કામ સસ્તુ હોવા છતાં તેને તરછોડીએ છીએ.

આખા મકાનમાં બારીબારણાં એ ખર્ચાળ વસ્તુ છે, તેમ જ ઘણી ઉપયોગી વસ્તુ છે. આખા મકાનના એકંદર ખર્ચના પંદરથી ત્રીસ ટકા ખર્ચ બારીબારણાં ખાતે થાય. બચાવ કરવો હોય તો તેના ઉપર દૃષ્ટિ દોડે. તેવી સ્થિતિમાં તકતીવાળાને બદલે વેણીધોકાવાળાં કરવામાં આવે તો એકંદર ખર્ચમાં પાંચ ટકાનો બચાવ થાય. દસ હજારના મકાનમાં એક જ આઇટેમ નીચે પાંચસોનો ફાયદો એ નાનીસુની બાબત નથી જો દેખાવ માટે વધારે ખર્ચ કરવાની તૈયારી હોય તો વધારે સુશોભિત અને મજબુતાઇવાળાં વેણીધોકાનાં બારીબારણાં ભલામણપાત્ર ગણાય.

બારીબારણાં માટે જેવી પસંદગીની મુશ્કેલી છે, લગભગ તેવી જ મુશ્કેલી ભોંકામની છે. આ સ્થળે ત્રણ મુખ્ય રીત વિચારવી રહે છેઃ

૧. લાકડાનાં પીઢિયાં, ૨. ગરડર, ૩. લોઢાળું સીમેન્ટ કાંકરેટ.

અગરજો ખર્ચનો આંકડો માલમજૂરીના ચલ્લુ ભાવ ઉપર આધાર રાખે છે, છતાં લાકડાના પીઢિયાંનું ભોંકામ ઘણી જગ્યાએ સસ્તું પડે છે. પીઢિયાં ઉપર પાટીયાં અગર કોઇપણ જાતની લાદી કે સીમેન્ટની પાપડી નાખી, તેના ઉપર બાંધણુ કરી, લાદી કે પેટન્ટ સ્ટોન paving કરી ભોંકામ તૈયાર થાય છે. જે જગ્યાએ ટાઢ, તડકો કે વરસાદ આ ભોકામ ઉપર સીધું પડતું નથી ત્યાં પીઢિયાં અને પાટીઆં વાપરવામાં હરકત નથી. જ્યાં ઋતુની તીવ્રતાનો સામનો કરવાનો હોય ત્યાં પાપડી કે લાદી વાપરવી તે સલાહભરેલું ગણાય, કારણ કે લાકડાના ફૂલવા સંકોચાવાથી ઉપરનો ભાગ થોડોઘણો ચીંખાય અને તેને પરિણામે ચૂવાક કે એવું કંઇ થવાનો સંભવ રહે. અગરજો જતે દહાડે તો તેવી સંભવિતતા નાબૂદ થઇ જાય છે. જ્યાં ખર્ચનો બચાવ ખાસ અનિવાર્ય ન હોય ત્યાં લોઢાના ગરડરમાં સીમેન્ટની કે પત્થરની પાપડી પરોવી, ગરડર ઉપર સીમેન્ટનો લોઢીઓ કરી, તેના ઉપર બાધણુ કરી, લાદી કરવાથી નીચે છત જેવું મરમ થાય અને લાકડાની માફક વધઘટ બહુ નહિ થવાથી ચૂવાકનો સવાલ ઓછો બને છે. ગરડર ઉપર બેડી કમાન કરી ભોંકામ થઇ શકે છે, પરતુ, તેમાં છત

જેવું બરાબર થતું નથી ગરડરના ભોંકામમાં ખાસ ધ્યાન એ જ રાખવાનું છે કે ગરડરને બિલકુલ ચુનો લાગવો જોઇએ નહિ. સીમેન્ટનું ભોંકામ છતને હિસાબે તેમ જ સફાઇની દૃષ્ટિએ બધી ભોં કરતાં ચડી જાય. પરંતુ, છતકામ બરાબર થતું નથી એટલે કાં તો દુરસ્તી આવ્યા કરે અને કાં તો ખરાબ છત કાયમ રહે તેવા દાખલાઓ બન્યા જ કરે છે. સીમેન્ટી ભોંકામ મોંઘું પડે છે અને ઘણે ભાગે ફેક થતું પણ જોવામાં આવે છે. આ ભોંકામ બરાબર ન થયું હોય અને કોઇ ભાગ બગડે તો તેને દુરસ્ત કરવાની મુશ્કેલી ઘણી પડે છે. ઘણા ખરાંમાં પડઘાની તકલીફ બહુ પડે છે. તેનાં કારણો અનેક છે. જેમાંનું કયું છે તે શોધી કાઢવાનું રહે. પરંતુ, ભોંકામની છત તેમાં અગત્યનો ભાગ ભજવે છે. પડઘાની દૃષ્ટિએ લાકડાનાં પીઢિયાંનું ભોંકામ સૌથી સરસ. ત્યારબાદ જુદાજુદા પ્રતિનાદત્વવાળા માલથી બનેલું ગરડરવાળું ભોંકામ. પડઘાની દૃષ્ટિએ સીમેન્ટી ભોંકામ સૌથી ખરાબ. સફાઇની દૃષ્ટિએ સીમેન્ટી ભોંકામ પ્રથમ, પછી ગરડરનું અને સૌથી છેલ્લુ પીઢિયાનુ. ઉપરની ત્રણ રીત તેનાં અનુક્રમમાં જ છે.

અગાશી કરવી કે છાપરું કરવું તે સંબંધમાં મકાન બાંધનારને અવઢવ રહ્યા જ કરે છે. અનુભવથી એવું જોવામાં આવ્યું છે કે બંધાવનાર પૈકી ઘણા અગાશીની તરફેણમાં હોય છે, પરંતુ ચૂવાક તથા ખર્ચની બીકે છાપરાને બદલે અગાશી કરતાં ડરે છે. જો ભોંકામ ખંડની દીવાલો ઉપર બરાબર ચઢાવવામાં આવ્યું હોય, તેના ઉપર પેરેપેટનો અગર પડઘા નીચેના થરનો બરાબર દાબ હોય, ઇંટના રોડાથી કોબો કરવામાં આવ્યો હોય, અને ઉપરની લાદી બરાબર ફીટ નહિ કરતાં, ભોંના વધારાઘટાડા સાથે વધીઘટી શકે તેવી પહોળી સાંધવાળી રાખી હોય તો ચૂવાકની કાયમી તકલીફ રહેતી નથી. અગાશીના ફાયદા અનેક છે. પરંતુ, તેના વર્ણનને અહીં સ્થાન નથી. ખર્ચના સંબંધમાં કેટલીકવાર અગાશી સોંઘી પડે છે. ઘણાને તે માન્યામાં આવતું નથી, પરંતુ અનુભવથી તે નક્કી થયેલ છે. કઇ જગ્યાએ અગાશી સસ્તી પડશે અને કઇ જગ્યાએ મોંઘી પડશે તે કિસ્સાવાર નક્કી કરવાનુ રહે છે. દાખલા તરીકે ખંડ નાના હોય, ચારે બાજુ છાપરાની પાંખ નીકળતી હોય તો ઘણેભાગે અગાશી સસ્તી પડવાની. છાપરામાં પણ અનેક જાત થાય છે.

છાપરાનું આયુષ્ય અગાશી જેટલું મનાતું નથી, સિવાય કે અગાશીકામ મૂળથી જ ખરાબ કરવામાં આવ્યુ હોય. જૂના વખતમાં દેશી નળિયાં ચૂનામાં છાંદીને છાપરૂં પાકું કરવામાં આવતું તે જાતના છાપરાનું આયુષ્ય ઘણે ભાગે

વધારે હોય છે. પરંતુ, તે અત્યારે વખતે ખર્ચાળ થઇ પડે. અગર જો જે લોકો તે રીતનાં છાપરાંને પહોંચી શકે તેઓ માટે તો બીજા કોઇ જાતના છાપરા કરતાં તેવા પાકાં છાપરાં ભલામણપાત્ર ગણાય.

વિલાયતી નળિયાનું છાપરાકામ પણ તેવી રીતે સીમેન્ટમાં ચોંપીને કરવામાં આવે તો ઘણું મજબૂત અને ટકાઉ બને. આવી જાતના, છાપરાં તથા અગાશી માટે એમ કહેવાય છે કે તે દિવસના ભાગની ગરમી સંઘરી રાતના ભાગમાં ખંડમાં વછોડે છે. એક રીતે હકીકત બરાબર છે. પરંતુ, તે ઓછી ઉભણી (ઉંચાઇ)ના મકાનના સંબંધમાં. જ્યાં ઉભણી નિયમસર હોય અને બારીઓ અથવા બારીબારણાં પૂરતાં હોય તો તેવી તકલીફ પડતી નથી. તેવા કિસ્સામાં પાકાં છાપરાં કરવાં તે જ સલાહભરેલું છે.

અગાશી ઉપરનું લાદીકામ ધોળા રંગનું હોય તો ગરમીનું *reflection* બહુ સારી રીતે થાય છે. તે કામ માટે તે દૃષ્ટિએ ધોળી ચકચકિત તકતીઓ (white glazed tiles) સારામાં સારી ગણાય. પરંતુ, તેને આવી અગાશીમાં જરા પણ સ્થાન નથી. ચીનીકામનો રંગ ધોળો હોય છે, છતાં, તેની સપાટી ઉંચીનીચી હોય એટલે જોઇએ તેવું કામ–ગરમી ધકેલવાનું–બનતું નથી. લાદીકામ માટે આ વસ્તુઓ ખર્ચાળ ગણાય. તેને માટે સાધારણ લાદીઓ અગર ઘસેલી (polished) લાદીઓ ઉપયોગી ગણાય. રસોડું, ભોજન કે એવા ખંડમાં કે જ્યાં પાણીનો વપરાશ હોય તેમજ હવા બગાડે તેવી વસ્તુઓ લાદીની સાંધમાં કે તેના ખરબચડા ભાગમાં ભરાઇ રહે તેમ હોય ત્યાં તો polished લાદી વાપરવી એ સલાહકારક છે. ઘણા લોકો આડમ્બરમાં તણાઇને દીવાનખાનામાં ખર્ચાળ લાદી નાખે છે અને ભોજન તથા રસોડામાં rough લાદી નાખે છે તે તદ્દન ખોટું છે. સીમેન્ટથી લાદીકામ (patent stone) કરવાથી ખર્ચ ઓછો લાગે છે, પરંતુ, કામ બરાબર ન થયું હોય તો અગર ભરતી પોલી રહી ગઇ હોય તો ફાટો પડી જવાના દાખલા અનેક બને છે. જો તે પ્રમાણે ન થાય તેવી રીતે કામ કરવાવાળા કારીગરો મળે તો સીમેન્ટનું લાદીકામ સૌથી સારૂં ગણાય. કારણ કે, તેમાં કોઇ જાતની સાંધ આવે નહિ, અગર તો બહુ ઓછી આવે. સીમેન્ટની તૈયાર લાદી સાંધને હિસાબે તો ખરાબ કહેવાય કારણ કે સાધારણ રીતે તે ૬"×૬"ના માપની કે ૮"×૮"ના માપની આવે છે. પરંતુ, તે લીસી હોવાથી તથા તેમાં અનેક રંગના જાતજાતના અને ભાતભાતના ગલીચા બની શકે તેમ હોવાથી તેનો પ્રચાર ખૂબ પ્રમાણમાં વધ્યો છે.

ફરસકામમાં સિદ્ધાંતની દૃષ્ટિએ નીચેની બાબત ધ્યાનમાં રાખવી જોઈએઃ—

(૧) લીસપ
(૨) લપસી પડાય નહિ
(૩) ચાલવાથી અવાજ ન થાય
(૪) ચાલતી વખતે સામી પછાત ન લાગે તે-સ્થિતિ સ્થાપક—elastic.
(૫) ટકાઉ
(૬) આરોગ્યને હાનિકર વસ્તુરહિત
(૭) સહેલાઈથી સાફ થાય
(૮) આકર્ષકતા
(૯) ખર્ચના પ્રમાણમાં ગુણવાળું
(૧૦) વપરાશ અગવડ વિનાનું

સાધારણ સંજોગોમાં ખંડનુ ફરસકામ બગાડનાર ચોડતરીઆઓ છે. લગભગ પચાસ ટકા કામ ઉંધા ઢાળવાળું અગર ઝોળવાળું થયેલુ જોવામાં આવે છે. આવી વસ્તુસ્થિતિમાં મકાનધણીએ દરેક ખંડનો ઢાળ બરાબર પાણી ઢોળાવી ચોક્કસ તપાસી લેવો જોઈએ, જેથી ચલ્લુ કામે દુરસ્ત થઈ શકે. ઘણી વાર ભરતી બેસવાથી અગર લાદી બેસી જવાથી ઝોળ અથવા ઢાળફેર થઈ જાય છે. ભરતીની આવી તકલીફ અવારનવાર થયા જ કરે છે. ઘણા લોકો ભરતીમાં મોરમ કે કાંકરી વાપરે છે. ખરી રીતે ખાર વિનાની ચોકખી રેતી વાપરવી જોઈએ જેથી પાછળથી ભરતી બેસવાનો સંભવ તદ્દન ઓછો થઈ જાય. સાધારણ સંયોગોમાં મોરમ વગેરેની ભરતી કરતાં રેતીની ભરતી મોંઘી પડે છે. પરંતુ, તે વધારાનો ખર્ચ ઉગી સરવાનો પૂરો સંભવ છે.

આ ભરતીનો સવાલ ટેકરી ઉપરનાં મકાનો માટે ખાસ વિચારવાપાત્ર છે. ટેકરીનો અમુક ભાગ કાપી, જમીન મથાળે સરખી કરવામાં આવે અને તે પ્રમાણે આંટની સપાટી ગોઠવવામાં આવે તો તે ટેકરીની સાર્થકતા ઓછી થઈ જાય છે. બીજી રીતે, ટેકરી કાપ્યા વિના મકાન કરવામાં આવે તો મકાન ભવ્ય અને સુંદર થાય. પરંતુ, તેમાં ખર્ચ વધારે થાય. આવા ટેકરી ઉપરના મકાન માટે ઢાઈ પગથિયાં વગેરે સુંદર અને આકર્ષક બનાવી શકાય. પગથિયાંની ભવ્યતા ટેકરીપણાની ભવ્યતામાં ઉમેરો કરે છે. પરંતુ, આ સર્વમાં ખર્ચ થાય એટલે સાધારણ સ્થિતિના માણસોને ટેકરીવાળી જમીન ખર્ચાળ થઈ પડે.

દાદર એ સાધારણ સ્થિતિના માણસોને ખર્ચ બચાવવાનું સાધન છે. જે બંધાવનાર ખર્ચને પહોંચી વળે તેણે તો રીતસરના ટપા પર્દાવાળો દાદર કરવો એ સલાહભરેલું છે. સાધારણ રીતે આવા દાદરનો ૭½"નો ચડાવો અને દસ ઇંચનો ટપ્પો રાખો, દોઢ બે આંગળનો ગોળો કાઢવામાં આવે તો સગવડવાળો દાદર થાય. ૮"નો ચડાવો થાય ત્યાં સુધી વાંધો આવતો નથી. પરંતુ બની

શકે તેટલું ૭''ની લગભગમાં આણવું જોઇએ. દાદર ગોઠવવામાં ઘણીવાર બહુ મુશ્કેલી પડે છે. અને તેમાં ગણતરી વિચાર ઘણો કરવાનો હોય છે. ઘરધણીએ દાદર સંબંધી પહેલેથી જ વિચાર કરવાનો અને તેની ગણતરી ગોઠવણી પહેલેથી જ કરવાનો આગ્રહ રાખવો જોઇએ. જ્યાં ખર્ચનો સવાલ હોય ત્યાં ટપા પર્દાના દાદરને બદલે સુરતી દાદર મૂકવામાં આવે તો ખર્ચમાં અને જગ્યામાં સારો ફાયદો થાય. જૂના મકાનોમાં ઘણેભાગે સુરતી દાદર જ જોવામાં આવે છે. તેની ટપ્પાની ઉંચાઇ ઘણી વધારે અને પહોળાઇ ઘણી ઓછી હોય છે, તેથી ખર્ચમાં ઓછું થાય, પરંતુ, ચડવાઉતરવામાં અગવડતાવાળો ગણાય, ખાસ કરીને વૃદ્ધ, માંદા, છોકરાં વગેરેને માટે તો જોખમવાળું ગણાય છતાં એટલું તો જરૂર નોંધવું જોઇએ કે બીજી સગવડતાને ભોગે સુરતી દાદરને બદલે પરદા ટપ્પાવાળો દાદર કરવાની અનિવાર્ય જરૂર ગણાય નહિ. લાકડાનો દાદર જ સસ્તો પડવાનો સંભવ છે. લોઢાળા સીમેન્ટ કાંકરેટનો દાદર ખર્ચમાં વધે અને અકસ્માત વખતે જોખમકારક ગણાય. બીજી બાજુ આગના પ્રસંગે અગર જ્યાં વરસાદ તડકો વગેરે નુકશાનકારક રીતે પડતો હોય ત્યાં લોઢાળા સીમેન્ટનો દાદર આવશ્યક ગણાય. બારોબારના દાદરમાં અર્ધી કમાન કરી પગથીઆંની માફક ટપ્પા મૂકવામાં આવે છે તે રીત ઘણીવાર ઉપયોગી થાય છે. ઘરસરી મકાનમાં તો સાધારણ રીતે લાકડાનો દાદર જ વપરાવવાનો સંભવ ગણાય.

દાદરના કઠોડા જાતજાતના થાય છે અને તેમાં ગમે તેટલો ખર્ચ કરવો હોય તો પણ થઇ શકે. અગાઉના વખતમાં ભોંતળની બેઠક હતી ત્યારે કઠોડા નીચા અને તેવી રીતની બેઠકને અનુકૂળ થતા. હિન્દી કારીગરે તેનો ઘાટ અને સ્થાપત્ય તરીકે ઉપયોગ બહુ સરસ રીતે સાધ્યો છે. છેક ટયુડર પીરીઅડમાં ઇંગ્લાંડમાં ખુરશીનો ઉપયોગ બહુ જ ઓછો હતો, અત્યારે ખુરશીનો ઉપયોગ ઘણો વધી ગયો છે અને ભોંતળની બેઠક નાબુદ થતી જાય છે એટલે ઉંચા કઠોડા જરૂરિયાતના ગણાય. અટારીના કઠોડા પણ આ જ સિધ્ધાંતે થવા જોઇએ. જે મકાનોમાં ઝનાનાનો રિવાજ હોય ત્યાં કઠોડા આઠ ફૂટની ઉંચાઇના થાય. આ જગ્યાએ કઠોડો કઠોડાપણું છોડી દઇ પડદીના રૂપમાં ફેરવાઇ જાય છે. આવી પડદી ઉત્તર હિંદુસ્તાનમાં સ્થાપત્યનું સુંદર અંગ બની રહેલ છે. તેમાં મેળવાળા ખાનાં પાડી ખાનાની કિનારી, કમાન કે એવી જાતના આકારવાળી ગોઠવી તેમાં ભાતભાતનું જાળીકામ કરવામાં આવે છે. આવી જાળીથી મકાનની સીકલ ફેરવાઇ જઇ આકર્ષક

બને છે. આવું જાળીકામ પત્થરમાંથી કોરેલું કે લોઢાળા સીમેન્ટમાં ઢાળેલું થઇ શકે પત્થરમાં કોરેલું જાળીકામ તેના પોગળ તથા કુદરતી રંગને લીધે ઘણું આકર્ષક અને તદરૂપ લાગે. પરંતુ, તે ખર્ચાળ હોય છે. એટલે અને સીમેન્ટનું જાળીકામ જલદીથી થઇ શકે છે એટલે સીમેન્ટના જાળીકામનો પ્રચાર વધતો ગયો છે. આવા જાળીકામમાં ઘણા સુંદર નમૂનાઓ ઉતારી શકાય છે તેથી સ્થપતિ, કારીગર અને ઘરધણી પોતાનો કલાપ્રેમ સંતોષવાનો અવકાશ મળે છે.

આવાં આવાં કેટલાંક અંગઉપાંગોને લીધે મકાનની કિંમત ઘણી વધી જાય છે. કેટલાક લોકો જે મકાન બાંધવા વેચવાનો ધંધો કરે છે તે રહેણાકની સગવડ અને સુંદર અંગ ઉપાંગો ગોઠવી મકાનની કિંમત સારી ઉપજાવી શકે છે.

મકાનનો ખરો નફો તે ચણાવતી વખતેની ચીવટથી મળે તે જ છે. અગાઉથી જ જો પૂરેપૂરો વિચાર કરવામાં આવે તો એની એ જ સગવડવાળું મકાન ઘણા ઓછા ખર્ચમાં થાય અગર બીજી રીતે કહીએ તો તેટલા જ ખર્ચમાં વધારે સગવડવાળું મકાન બને. હાલના જમાનામાં દરેક માણસને માનસિક અને શારીરિક એટલો બોજો હોય છે કે પોતે તમામ બાબતોમાં ધ્યાન આપી શકે નહિ; અગર ધ્યાન આપે તો સમજી શકે નહિ. અસ્થી આબરૂની ખેવનાવાળા સાચા અને સમજુ મીસ્ત્રી અગર તે તે બાબતના નિષ્ણાત engineerની સલાહ તથા દેખરેખ નીચે કામ થાય તે ઇષ્ટ છે. દેશમાં હજુ તાજા એન્જીનીયર કરતાં ઘણે દરજ્જે ચડી જાય તેવા મીસ્ત્રીઓ પડયા છે. પરંતુ, સૌથી સાચો અને સલામત રસ્તો એ થાય છે કે આ બાબતમાં ભણેલા તેમજ ગણેલા સનદી તપાસનીશની સલાહ લેવી અને તેની દેખરેખ નીચે કામ કરાવવું. આવા તપાસનીશના મહેનતાણાનો જે ખર્ચ થાય તેના કરતાં બમણો ખર્ચ સ્હેજે બચી જવા પૂરો સંભવ છે અને ઘણા મકાનધણીઓએ ખર્ચાળ અનુભવ પછી તે જાતે જોઇ લીધેલું છે. હાલની શોધખોળને પરિણામે તથા વેપારવિકાસને અંગે એટલો બધો જુદીજુદી જાતનો મકાનમાં વાપરવાલાયક સામાન બની જાય છે કે નિષ્ણાતોની સલાહ વિના શોધખોળના લાભથી વંચિત રહેવાનો પ્રસંગ આવે.

ગૃહવિધાન એ એવો ગૂઢ પ્રશ્ન છે અને વસ્તુવિચારનો વિષય એટલો વિશાળ વિસ્તરેલો છે કે એક પુસ્તકમાં તેનો સમાવેશ કરવો તે અસંભવિત જ ગણાય. ધંધાની દૃષ્ટિએ તો વિગત આપવી એ ઉદ્દેશ જ નથી. પરંતુ, ઘરધણીની દૃષ્ટિએ પણ ઘણી વિગત આપવા જેવી ગણાય. છતાં ઉપરનું વિવરણ વિચાર શક્તિને સતેજ કરવા બસ થશે.

# ૯ : સામાન્ય

કલાવિવેચકો અને સ્થાપત્યપંડિતો કહે છે કે "Architecture is most useful of the Fine Arts and the finest of the useful Arts." સૃષ્ટિના વિકાસક્રમની યોજનામાં મનુષ્યજાતે પોતાની કારકીર્દિ શરૂ કરી ત્યારથી જ કંઇક આશરો કરવાની જરૂરિયાત તેને પડી. એ ગૃહસ્વભાવ હજુપણ ખીલતા સ્વરૂપમાં ચાલ્યો આવેલ છે. મનુષ્યજાતની બાલવયમાં શરીરના આકાર અને અંગઉપાંગો ઉપરથી સ્થાપત્યના આકારો અને યોજનાઓ સુજેલી એમ સ્થાપત્યના વિકાસક્રમનો ઇતિહાસ અને તેના અવશેષોનું પૃથક્કરણ સાબિત કરે છે. અત્યારે પણ કેટલાક ધાર્મિક બાંધકામોમાં માણસના હાથનો, પગલાંનો, વેંતનો કે તેવો આધાર રાખી બાંધકામના માપ નક્કી થાય છે. દાખલા તરીકે, લગ્નની ચોરી, યજ્ઞની વેદી, વગેરે. આધુનિક બીનધાર્મિક કામોમાં પણ મનુષ્યશરીરનો આધાર લેવામાં આવે છે. દાખલા તરીકે બારીબારણાની ઉંચાઇ, પહોળાઇ, જમીનથી છાપરાની પાંખની ઉંચાઇ, ખંડની ઉભણી, પગથીઆંની પહોળાઇ વગેરે. આંખની ભમર અને લલાટનો આંખ ઉપરનો નિકાળો છજાની કલ્પનાનો જન્મદાતા છે એમ સ્થાપત્યશાસ્ત્રીઓ કહે છે.

અનેક દેશોએ ગૃહ-વિધાનના પ્રશ્નનો અનેક રીતે નિકાલ કર્યો છે. અને છતાં તે પ્રશ્ન હરઘડીએ સામોજ ઉભો રહ્યો છે. દેશેદેશનું વૈવિધ્ય તેના આબોહવાને કારણે છે અને તેમાં રહેણીકરણી વિવિધતા ઉમેરે છે. આદર્શોની અથડામણી, વિચારનો વિકાસ, વિજ્ઞાનનો વિસ્તાર એ સર્વ વસ્તુ એવાં આંદોલનો ફેલાવે છે કે ગૃહવિધાનનો પ્રશ્ન દેશવિધાન સાથે સંકળાઇ જાય છે. આવા પૃથ્વિપટ પર પથરાયેલાં પ્રગતિનાં બળોને પરિણામે લોકોની ઘરસંબંધી જરૂરિયાતો વધી છે, તેની સાથે વિચારોનો વટોળ એવો જબરદસ્ત ઉપડેલ છે કે ગૃહવાંછુને નિર્ણય કરવામાં ઘણી મુશ્કેલી નડે. અત્યારના દોડદોડીયા જમાનામાં અસ્થિરતા લગભગ દરેક મોટા શહેરના ગૃહોના લલાટે લખાઇ ગઇ હોય તેવું નિરીક્ષકોને સ્હેજે દેખાઇ આવે છે. તેનું કારણ સંસ્કારના ગાંભીર્યની ખામી છે. સ્થાપત્યનો એક મૂળભૂત સિદ્ધાંત છે કે "Never force a house into a situation to which its heredity, lines, and forms do not adapt it or in which it would appear exotic". આં સિદ્ધાંતની અવગણના જ અત્યારે થઇ રહેવાને પરિણામે આપણાં સુંદર શહેરો અને તેના સુંદર રસ્તાઓ ખીચડા માફક ખદબદતાં મકાનોથી માનસિક અને શારીરિક બન્ને આરોગ્યો બગાડી રહ્યાં છે.

માર્ગ સ્થાપત્ય એ કોઇપણ નગરવિધાનનું મહત્વનું અંગ હોવું જોઇએ અને અત્યારના દરેક નાગરિક કાયદાઓ લોકોના નગર ઉપરના આક્રમણનો સામનો કરવા માટે જ ઘડાયેલા હોય છે. જ્યારે શિલ્પગ્રંથો શાસ્ત્રો મનાતાં ત્યારે આવા ચોકી કરીને પળાવવા પડે તેવા કાયદાની જરૂર રહેતી નહોતી. શિલ્પશાસ્ત્રનાં લખાણો (ખરૂં કહીએ તો શિલ્પસૂત્રો) બરાબર આપમેળે જ પળાતાં. કારણકે, શિલ્પશાસ્ત્રના કર્તાઓ પૂજ્ય મનાતા અને તેઓના કાર્યો, મંતવ્યો કે કથનો સમગ્ર જનતાને સુખ સંપડાવનાર ગણાતાં. આવા અનેક દાખલાઓ આપી શકાય જેમાંના કેટલાક ગત લખાણમાં આવેલા છે. Room—dimensions, door—dimensions, Verandah—provision, વગેરે સૂત્રોની પરંપરા હજુપણ ચાલી આવે છે. દાખલા તરીકે થાંભલાઓ બેકી હોવા જોઇએ. આનો અર્થ એટલો જ કે મકાનની મધ્યમાં થાંભલો ન આવતાં ગાળો આવે જે દેખીતીરીતે સગવડ અને સ્થાપત્યની દૃષ્ટિએ જરૂરી ગણાય. તેવી જ રીતે પીઢિયાં પ્રવેશદ્વારમાં પેસતાં જે દિશા આવે તે દિશામાં જોઇએ, આ પરંપરાની પાછળ એ ઉદ્દેશ રહેલ છે કે ભોંનું પીઢિયાં ઉપરનું વજન પીઢિયાંદ્વારા પછીત અને ભડાં ઉપર જાય તેમજ પાટડો આવે તો બાજુના કરા પાસે થાંભલા

મૂકી પાટડો લેવાની સગવડતા રહે. આવા આવા દાખલાઓ ઘણા આપી શકાય. આ પરંપરા અક્ષરશઃ પળાવવી જોઇએ એવો આગ્રહ રાખવો તે રૂઢિચુસ્તતા ગણાય અને તે દેખીતી રીતે ખોટું છે. તે પરંપરા જે સંયોગોમાં જન્મી છે તે સંયોગોમાં ફેરફારને પરિણામે આચારમાં પણ ફેરફાર થવો જોઇએ. બીજી બાજુ પરંપરા છે માટે જ તે ખોટી, એ એક જાતનો વહેમ છે; તેનાથી બીજી રીતે કરવું જોઇએ વગેરે વિચારસરણી તો આત્મઘાતી જ ગણાય. ઇતિહાસ અને પરંપરાને તદ્દન નકારવી તે ભવિષ્યને નકારવા બરોબર જ થાય. કેટલીકવાર શિલ્પશાસ્ત્રના બિનઅનુભવી પણ્ડિતોને લીધે, ખોટી પરંપરા પણ જામી ગઇ હોય છે. દાખલા તરીકે દક્ષણાદા બારનાં મકાન કરવાં નહિ. આ સંબંધમાં માનસારનો શ્લોક નીચે મુજબ છે :–

गृहाणां दक्षिणावर्त वेश न द्वार कल्पनम् ।
ग्रामे प्रस्तुतानां चापि गृहे द्वारं विशेषतः ॥

'ગામમાં ઘરનું પ્રવેશદ્વાર (ઘરની) દક્ષિણ બાજુ (ઘણે ભાગે) બનાવવું. પરંતુ, ઘરનું દ્વાર (તેના) ખાસ નિયમ પ્રમાણે કરવું.' ગૃહવિધાનમાં મકાનની અંદરના ભવ્ય દૃષ્ય ઉપર તો પ્રાચીન અને અર્વાચીન બન્ને પણ્ડિતો સરખો ભાર મૂકે છે. વેધ–દોષ અને vista એ બન્ને વિચારો આ એક જ ભાવનાના પ્રકારો છે.

આવી પરંપરા કે વ્હેમને કારણે અગર તો આધુનિક પૂર્વગ્રહને લીધે મકાન બંધાવતી વખતે અનેક માણસો તરફથી અનેક જાતની સૂચનાઓ કે ટીકાઓ આવવાની. ઘરધણીને મુંઝવી દે તેટલો તેનો ધોધ વહેવાનો. કેટલાક મિત્રો તથા સંબંધીઓ પણ આવી મુંઝવણમાં ઉમેરો કરે છે. મકાનધણી બાંધકામના રીતરિવાજ તથા ગૃહવિધાનની જરૂરતથી અજાણ હોય એટલે કઇ સૂચના અંગીકાર કરવી અને કઈ સૂચના છોડી દેવી, કઇ ટીકા ગણકારવી નહિ અને કઇ ટીકાનો લાભ લેવો તે સમજી શકતો નથી, એટલે ગુંચવાડો ઉભો થાય છે. કોઇ મિત્ર વરેન્ડામાં જોડા ઉતારવાની જગ્યા માટે ભાર મૂકશે અને કહેશે કે જોડા ગંદકી અને જંતુવાહક હોય અને તેના તળિયાં કાયમ આરોગ્યની દૃષ્ટિએ સંશયવાળાં હોય એટલે બહારના જોડા ઘરની અંદર બિલકુલ લાવવા જોઇએ નહિ; તેવા જોડા બહારની ઓસરીથી વધારે અંદર જવા જોઇએ નહિ. ઘરની અંદર જોડા પહેરવા હોય તો તે અલગ રાખવા, પરંતુ, બહારના જોડાને તો પ્રતિબંધ હોવો જોઇએ. બીજો મિત્ર કિંમતી જોડા પલળે

નહિ તેટલા માટે અંદર લાવવાનો આગ્રહ કરે. અને જોડા અંદર લવાય નહિ એ એક જાતનો વ્હેમ છે એમ સમજાવે. આ છણાવટમાં સાઇકલ માટેની જગ્યા વખતે તદ્દન ભુલાઇ જ જાય. મતલબ, સૂચનાઓ કે ટીકાઓથી પર રહેવું અને શેક્સપીઅરની સલાહ "Give every man thine ear, but few thy voice; Take each man's censure but reserve thy judgment" પ્રમાણે વર્તવું.

ખરૂં જોતાં તો મકાન ખાતે રોકેલ તપાસનીશની સલાહસૂચના મુજબ જ કામ લેવું તે જ વધારે સલાહભરેલું છે. બીજી બાજુ મકાનધણીએ કંઇ વિચારવાનું કે કરવાનું જ ન હોય. સર્વ બાબત તપાસનીશેજ કરવી જોઇએ. પરંતુ, भिन्नरुचिर्लोकः। ન્યાયે દરેક મકાનધણીની ઇચ્છા જુદીજુદી હોય એટલે તે જાણવાની ફરજ તપાસનીશની અને તે જણાવવાની ફરજ ઘરધણીની થઇ પડે છે. તપાસનીશની ફરજ નીચે પ્રમાણે ગણાયઃ—

૧ પ્રાથમિક અભ્યાસ કરવો.

૨ સમજુતી માટેના નકશા કરવા.

૩ બાંધકામની વિગત તૈયાર કરવી.

૪ વિગત તથા પેટા વિગતવાળા નકશા તૈયાર કરવા.

૫ માગણીઓ લેવી, કંટ્રાકટ આપવો અને કરાર બરાબર તૈયાર કરવો.

૬ બાંધકામની ચાલતે કામે દેખરેખ રાખવી.

૭ કંટ્રાકટરના બીલોની ખાત્રી કરવી.

૮ ઘરધણીની ઇચ્છા પ્રમાણે ચાલતે કામે જરૂરજોગો ફેરફાર કરવા વ્યવસ્થા કરવી.

૯ જમીન અંગેના જે કાયદા હોય તે જાણી તે પ્રમાણે જ કામ થાય તેની ચીવટ રાખવી.

૧૦ ઘરધણીને પોતાની જરૂરિયાત નક્કી કરવામાં, તેના ફેરફારમાં તેમજ બીજી બાબતોમાં વાજબી, બિનસ્વાર્થ અને નિષ્પક્ષપાત સલાહ આપવી.

૧૧ થયેલ ખર્ચને હિસાબે મકાન સારામાં સારૂ થાય તેવા શક્ય એવા સર્વ પ્રયાસ કરવા.

મતલબ, કવિ જેમ પોતાના કાવ્ય માટે ધગશ, ધીરજ અને ધર્મભાવના ધરાવે છે તેમ સ્થપતિએ પોતાના સ્થાપત્ય માટે રાખવું જોઇએ.

આ કારણે તપાસનીશે અદ્યતન માહિતીથી વાકેફગાર પણ રહેવું જોઇએ.

મકાનને અંગે એટલો બધો ઇમારતી સામાન વિવિધ બનાવટનો, વિવિધ ઉપયોગનો નીકળી પડયો છે કે તેના ગુણદોષથી વાકેફ રહી ઘરધણીને પ્રમાણભૂત સલાહ આપી શકાય એવી તૈયારી રાખવી જોઇએ. દાખલા તરીકે, જે મકાનધણીને ખર્ચનો સવાલ ન હોય તેને glazed tiles ને બદલે vitrolite વાપરવાની સલાહ આપવા માટેની પૂરતી વાકેફગારી તપાસનીશને હોવી જોઇએ.

ઇમારતી સામાન સિવાય ઘરવપરાશના બીજાં ઘણાં સાધનો, કારખાનાની કે હાથની બનાવટનાં, દેશી કે પરદેશી, બજારમાં મૂકાઇ ચૂકયાં છે. સિવાય સ્થાનિક બનાવટનાં સાધનો પણ તૈયાર કરાવી શકાય છે. જો ગૃહસંચાલકો તે તરફ દૃષ્ટિ દોડાવે તો વપરાશના સાધનોમાં ઘણી પ્રગતિ થઇ શકે અને ગૃહસંચાલન સસ્તું ને સગવડભર્યું થાય. એ સંબંધમાં એટલું યાદ રાખવું જોઇએ કે ફક્ત પ્રગતિવાન ગણાવા માટે જ એવાં સાધનો વસાવવાં એ કૃત્રિમતા જ ગણાય; તે વધારે વખત નભી શકે નહિ અને ખર્ચાળ બની જાય. દાખલા તરીકે જમવામાં પાટલાને બદલે ટેબલખુરશી દાખલ કરવામાં આવે તો તે અગવડરૂપ થવાનો પૂરો સંભવ છે. વિશેષમાં ઘર બાંધતી વખતે પાટલાના જમણની પદ્ધતિ છે કે ટેબલખુરશીની તે વિચારેલું હોવું જોઇએ. સાધારણ રીતે પાટલાની પદ્ધતિ પ્રમાણે રસોડાની તથા ભોજનખંડની ગોઠવણી હોય છે; તેનાં માપ પણ તે પ્રમાણે રાખેલાં હોય; તેમાં ટેબલખુરશીની ગોઠવણ બંધબેસતી આવે નહિ.

રસોડાના સંબંધમાં પણ રહેણીકરણીનો વિચાર કરી લેવો જોઇએ. રસોડું બની શકે તેટલું મોટું કરવું તે દરેક રીતે ઇષ્ટ છે. સાધારણ સ્થિતિના ઘરોમાં સ્ત્રીઓની જીંદગીનો ઘણો ભાગ રસોડામાં જાય અને તે પણ સવાર અને સાંજના વખતમાં. આ સમયો એવા છે કે આસપાસની સૃષ્ટિમાં ખૂબ ફેરફાર થઇ રહ્યા હોય છે; તેવે વખતે વાતાવરણમાં શાન્ત સ્ફૂરતા અને ધીર ગાંભીર્ય ભરેલું હોય તેમ લાગે છે. આવાં આવાં કારણોને લીધે સ્ત્રીઓનો વસવાટનો ખંડ—આ રસોડું—પકતાણવાળું કરવું એટલું જ નહિ, પણ, આકર્ષક, સ્વચ્છ અને સુંદર રહે તેવી વ્યવસ્થા હોવી જોઇએ. સ્ત્રીઓને અંગે બાલકોનો વસવાટ પણ તે તરફ હોય એટલે તે દૃષ્ટિએ પણ રસોડાનું મહત્ત્વ ગૃહવિધાનની દૃષ્ટિએ ઠીક પ્રમાણમાં વધી જાય છે.

રસોડામાં જીવજંતુનો ઉપદ્રવ વધારે પ્રમાણમાં થવાનો સંભવ હોય છે. ઉષ્ણ દેશોમાં Insect Pest તે મોટો પ્રશ્ન છે. તેને માટે સ્વચ્છતા, ધૂપ, ધૂમાડો

વગેરે અનેક ચાલુ અને સૌમ્ય ઉપાયો છે. તે ઉપાયો અવિછિન્ન અને પદ્ધતિસર લેવામાં આવે તો હરકત આવતી નથી. પરંતુ, હાલની રહેણીકરણીને અંગે તે બનતુ નથી તેથી જંતુવિનાશક દવાઓ વાપરી આકરા ઉપાયો લેવાનો રિવાજ પ્રચલિત થયો છે. આબોહવા આ ઉપદ્રવનુ કારણ છે. પરંતુ, તે એકલુ જ કારણ નથી, તેને મદદગાર ઘણાં કારણો છે. તેમાંના કેટલાંક ગૃહવિધાયકની ખામીને લઇને હોવાનુ જણાશે તે ન થાય તેમ પ્રથમથી જ વ્યવસ્થા કરવી તે ઇષ્ટ છે.

કુવાઓને કારણે જંતુનો ઉપદ્રવ થવાનું ઘણી જગ્યાએ જોવામાં આવે છે. આ કારણે ઘણી જગ્યાએ કુવા પૂરી દેવાની ફરજ પાડતા કાયદાઓ થયા છે. કુવાઓ તરફ બેદરકારી રાખવામાં આવે ત્યારે જ તે આરોગ્યને હાનિકર બને છે. સિવાય તેનું ચણતર તથા તેની વપરાશ પદ્ધતિસર થાય તો તે જોખમકારક બનતા નથી, ઉલટા આશીર્વાદરૂપ થાય છે. ઉઘાડો કુવો કરવો, શારડી કુવો (બોરીંગ) કરવો કે નળ ઉપર આધાર રાખવો તે પ્રશ્ન કેટલીક વાર ઘરધણીને વિચાર કરતો કરી મૂકે છે. આ ત્રણ બાબત પૈકી કઇ વધારે સસ્તી છે તેનો આધાર ઘણી વસ્તુઓ ઉપર હોઇ એક નિરપવાદ નિર્ણય આપી શકાય નહિ સાધારણ રીતે નળ ચાલુ વપરાશ માટે સગવડવાળો ગણાય. પરંતુ નળ આપનારી સંસ્થાઓ દુર્વ્યવસ્થા કે બીજા અણધારેલાં કારણોને લઇને ખર્ચને પહોંચી વળી શક્તી નહિ હોવાથી, ઘણી જગ્યાએ નળના પાણીના ભાવ વધારી દીધેલા જોવામા આવે છે. આમ થવાથી આરોગ્ય સરક્ષણની એક અને આવશ્યક વસ્તુ–પાણી–મોંઘી પડે છે અને મુશ્કેલી ઉત્પન્ન થાય છે આવા સંયોગોમાં બોરીંગ, કુવા વગેરેનો પ્રચાર થઇ જાય છે. પૂરતું અને સ્વચ્છ પાણી એ કોઇપણ ગૃહવિધાનની પ્રાથમિક અને આવશ્યક જરૂરિયાત છે. એટલે, જ્યાં ઘરધણીએ પોતા થકી તેની સગવડ કરવાની હોય ત્યાં કુવા, બોરીંગ વગેરે ગૃહવિધાનના એક અંગ તરીકે જ કરાવવાપાત્ર થાય. તે કરવાની અનેક રીતો છે અને તેને માટે સરલથી માંડી અનેક તરકીબોવાળાં ભિન્નભિન્ન સાધનો પણ છે પરતુ, નગરવિધાન થતું હોય ત્યાં પ્રાથમિક જરૂરિયાત–પાણી–પૂરૂ પાડવા માટે એક સમગ્ર યોજના થયેલી હોય એટલે ઘરસરી પાણીની સગવડ સંબધે અહીં વિચાર કરવાનું રહેતું નથી

કોઇપણ ઘરમા પાણી અનિવાર્ય છે, પરંતુ, નગરવિધાનમા તો તે વિધાની યોજનાનો પાયો જ ગણાય. તે ન મળે તો મકાનનું ચણતર અટકે અને વસવાટ અશક્ય બને તેના ઉપર બગીચાનો આધાર છે અને બગીચા

વગેરે અનેક ચાલુ અને સૌમ્ય ઉપાયો છે. તે ઉપાયો અવિછિન્ન અને પદ્ધતિસર લેવામાં આવે તો હરકત આવતી નથી. પરંતુ, હાલની રહેણીકરણીને અંગે તે બનતું નથી. તેથી જંતુવિનાશક દવાઓ વાપરી આકરા ઉપાયો લેવાનો રિવાજ પ્રચલિત થયો છે. આબોહવા આ ઉપદ્રવનું કારણ છે. પરંતુ, તે એકલુ જ કારણુ નથી; તેને મદદગાર ઘણાં કારણો છે. તેમાંના કેટલાંક ગૃહવિધાયકની ખામીને લઇને હોવાનું જણાશે. તે ન થાય તેમ પ્રથમથી જ વ્યવસ્થા કરવી તે ઇષ્ટ છે.

કુવાઓને કારણે જંતુનો ઉપદ્રવ થવાનું ઘણી જગ્યાએ જોવામાં આવે છે. આ કારણે ઘણી જગ્યાએ કુવા પૂરી દેવાની ફરજ પાડતા કાયદાઓ થયા છે. કુવાઓ તરફ બેદરકારી રાખવામાં આવે ત્યારે જ તે આરોગ્યને હાનિકર બને છે. સિવાય તેનું ચણતર તથા તેની વપરાશ પદ્ધતિસર થાય તો તે જોખમકારક બનતા નથી, ઉલટા આશીર્વાદરૂપ થાય છે. ઉઘાડો કુવો કરવો, શારડી કુવો (બોરીંગ) કરવો કે નળ ઉપર આધાર રાખવો તે પ્રશ્ન કેટલીક વાર ઘરધણીને વિચાર કરતો કરી મૂકે છે. આ ત્રણુ બાબત પૈકી કઇ વધારે સસ્તી છે તેનો આધાર ઘણી વસ્તુઓ ઉપર હોઇ એક નિરપવાદ નિર્ણય આપી શકાય નહિ. સાધારણુ રીતે નળ ચાલુ વપરાશ માટે સગવડવાળો ગણાય. પરંતુ નળ આપનારી સંસ્થાઓ દુર્વ્યવસ્થા કે બીજાં અણુધારેલાં કારણોને લઇને ખર્ચને પહોંચી વળી શક્તી નહિ હોવાથી, ઘણી જગ્યાએ નળના પાણીના ભાવ વધારી દીધેલા જોવામાં આવે છે. આમ થવાથી આરોગ્ય સંરક્ષણુની એક અને આવશ્યક વસ્તુ-પાણી-મોંઘી પડે છે અને મુશ્કેલી ઉત્પન્ન થાય છે. આવા સંયોગોમાં બોરીંગ, કુવા વગેરેનો પ્રચાર થઇ જાય છે. પૂરતું અને સ્વચ્છ પાણી એ કોઇપણુ ગૃહવિધાનની પ્રાથમિક અને આવશ્યક જરૂરિયાત છે. એટલે, જ્યાં ઘરધણીએ પોતા થકી તેની સગવડ કરવાની હોય ત્યાં કુવા, બોરીંગ વગેરે ગૃહવિધાનના એક અંગ તરીકે જ કરાવવાપાત્ર થાય. તે કરવાની અનેક રીતો છે અને તેને માટે સરલથી માંડી અનેક તરકીબોવાળાં ભિન્નભિન્ન સાધનો પણુ છે. પરંતુ, નગરવિધાન થતું હોય ત્યાં પ્રાથમિક જરૂરિયાત-પાણી-પૂરૂ પાડવા માટે એક સમગ્ર યોજના થયેલી હોય એટલે ઘરમરી પાણીની સગવડ સંબંધે અહીં વિચાર કરવાનું રહેતું નથી.

કોઇપણુ ઘરમાં પાણી અનિવાર્ય છે, પરંતુ, નગરવિધાનમાં તો તે વિધાની યોજનાનો પાયો જ ગણાય. તે ન મળે તો મકાનનું ચણતર અટકે અને વસવાટ અશક્ય બને. તેના ઉપર બગીચાનો આધાર છે અને બગીચો

એ નગરવિધાનનું સામર્થ્ય છે. ઉદ્યાનસ્થાપન અને ગૃહસ્થાપત્ય બન્ને એકબીજાને પ્રેરક, ઉપકારક અને સંકારક તત્ત્વો છે. ઉદ્યાનીગૃહ એ ગૃહધારીની મગરૂબી છે, કુટુંબનો મોભો છે, બાલકોનું જીવનસત્ત્વ છે અને સ્વમાનનું સંરક્ષણ છે. ગૃહનું મમત્વ જ્યારે સાચી ધર્મભાવનામાં પરિણમે, ગૃહસ્થ જ્યારે સાચો ગૃહસ્થાશ્રમ પાળતો થાય, ઘરધણી જ્યારે આધુનિક ફરજો અદા કરતો થઇ જાય ત્યારે ગૃહવ્યવહાર, નગરવ્યવહાર અને સમાજવ્યવહાર સરલ, સંસ્કૃત અને સંસ્કારી બને. ઘર વિના નગર નહિ અને નગર વિના ઘર નહિ. પરંતુ, નાગરિકતા વિના બન્નેમાં એકેય નહિ પછી તે નાગરિકતા ભવ્ય રાજધાનીની હોય કે નાનકડા ગામડાની. આદર્શ નાગરિકતા કોઇ પણ સ્થળે અને કોઇ પણ કાળમાં વિકાસ અને પ્રગતિનો પાયો છે. તેની સાધના મનુષ્યત્વને પ્રાપ્ત કરવાનો સીધો અને સચોટ માર્ગ છે, ગૃહવિધાન તે સાધનાનું એક અણુમોલ અંગ છે, દેશવિધાનની એકમ છે. નાગરિકતા એ રાષ્ટ્રીયતાની જનેતા છે. સીસ્ટર નિવેદિતા લખે છે કેઃ—

"There is nothing in all literature of greater significance for the modern Indian mind, than the scene in which Hanuman contends in the darkness with the woman who guards the gates, saying in muffled tones, "I am the city of Lanka."

We have here the fundamental need of the civic spirit, that we should think of our city as a being, a personality, sacred, beautiful, and beloved. This, to Rama and his, was Ayodhya. This, to Ravana and his, was Lanka. And Valmiki could look with both their eyes, for, he, in common with all the men of his great age, was in the habit of *relating himself* instinctively to his home, his sovereign, and his group."

એ ગૃહ, નગર અને રાષ્ટ્રનો સંકલનાભાવ સૌ કોઈમાં વિકસે અને સર્વનાં સુખ, સગવડ અને સંતોષમાં પરિણમે એ ઇચ્છીએ.



## ૧૦ : નકશાપ્રવેશ

નકશાસંગ્રહનો પરિચય અહીં આપવામાં આવે તો ઉપયોગી થશે. આ સંગ્રહ પૈકીના અમુક નકશા પ્રમાણે કેટલાંક મકાનો ભાવનગર નગરવિધાનમાં થઇ ગયેલ છે અને કેટલાંક થવાની ગતિમાં છે. આ નકશાઓમાંથી જેમને તેમ નકશો લઇ મકાન થઇ શકશે તેમજ પોતાની સગવડતા તથા પોતાના ખાસ વિચારને અનુકૂળ થોડો ફેરફાર કરવાથી જોઇતો નકશો મળી રહેવા સંભવ છે.

નકશાસંગ્રહની શરૂઆતમાં ભાવનગર નગરવિધાનનો નકશો આપવામાં આવેલ છે. આ નકશો અદ્યતન નગરવિધાનના પ્રકારની રૂપરેખા સૂચવે છે. ત્યારબાદ સંજ્ઞાપત્રક આપેલ છે જેમાં નકશામાં બારી, કબાટ, દીવાલ, દરવાજો વગેરે કેમ બતાવેલ છે તે દર્શાવવામાં આવેલ છે. નકશા તપાસતાં પહેલાં સંજ્ઞાનો અભ્યાસ કરી જવો એટલે નકશો સમજવો કંઇક અંશે સરળ થશે. (૨) લોકોને સગવડતા મળે તે આશયથી પાસ કરવામાં શું શું વિગત જોઇએ તે પાન નં. ૧૮૨માં બતાવવામાં આવેલ છે.

નકશો નક્કી કરતી વખતે ખર્ચ, સ્થળ, સ્થિતિ, હવા, અજવાળું, પાટોશ

મલાજો, દિશા વગેરેના હિસાબે નકશો પસંદ કરવો અને તેમાં જોઈતો ફેરફાર કરી સર્વરીતે અનુકૂળ થાય તેમ બંધબેસતી રચના થાય તે જરૂરનું છે. સંગ્રહના નકશાઓમાં પાશ્ચાત્ય અને પૌર્વાત્ય સગવડો સંકળાયેલી છે. પાશ્ચાત્ય પદ્ધતિએ બંધાયેલ ઘર વિભક્ત કુટુંબની દૃષ્ટિએ યોજાયેલ હોય છે. જ્યારે અહીયાં તો સંયુક્ત કુટુંબને અનુકૂળ ઘર હોવાનો સંભવ વધારે હોય અને તેનો ભાસ પણ પાશ્ચાત્ય શૈલીમાં મળવો મુશ્કેલ છે.

નકશાની વિવધતાઓ ઘણા કારણોને આભારી છે. રૂઢિચુસ્ત વર્ગને જુની રહેણીકરણી પસંદ પડે. બીજા વર્ગને મિશ્રિત રહેણીકરણી તથા ત્રીજાને પાશ્ચિત્ય રહેણીકરણી પસંદ પડે છે. નકશા પસંદ કરવામાં ખાસ ધ્યાન રાખવાનું છે. ઘણાઓ તો નકશો તેના દર્શન ઉપરથી જ પસંદ કરે છે. વળી દર્શન એટલું પ્રિય થઇ પડે છે કે ગોઠવણી જોવાની તેઓને ધીરજ રહેતી નથી તેમ જ કોઈકોઇ તો તળની વિચિત્ર રચના જોઇ તળ ઉપર મોહી પડે છે. નકશો પસંદકરવાની રીત તો ખાસ અભ્યાસ માગે છે. કેટલાક મીસ્ત્રી કે નિષ્ણાતની પસંદગી ઉપર છોડી દે છે. મીસ્ત્રી કે નિષ્ણાતને ઘરધણીની જરૂરિયાતનો ખ્યાલ પણ હોય નહિ અને જ્યારે તેની મરજી પ્રમાણે ઘર બંધાય છે ત્યારે અગવડતા-વાળું થાય છે. નિષ્ણાતોને અમુક રીતે વિચાર કરવાની ટેવ પડી ગયેલ હોવાથી અથવા અમુક તળરચના તરફ પોતાને ખાસ પક્ષપાત હોવાથી, તેને બીજી તળરચના અનુકૂળ પડતી નથી અને ટીપીકલ રચનાઓમાંથી તેમનું વલણ ફરી શકતું નથી. ધંધાદારીને તો ઘણાં કામકાજ હોય એટલે જનસમાજની અંગત જરૂરિયાતનો અભ્યાસ કરવાની ટેવ હોતી નથી. બહુ બહુ થાય તો ઘર બંધાવનાર અમુક રચના માગે તો તે પ્રમાણેની તળરચના તેઓ કરી આપે છે અને તેની ગોઠવણીના સારાસારનો વિચાર કરવા તેને વખત હોતો નથી. તેઓને તો જલદી કામ પતાવવાનુ હોવાથી, બહુ ચર્ચામાં તથા ઉંડાણમાં નહિ ઉતરતાં ઘરા-કને તાત્કાલિક અનુકૂળ થઇ કામ કરવાની ટેવ પડી ગઇ હોય છે. પાછળથી તેમાં કંઇ ખોડખાંપણ જણાય તો 'ઘરધણીની સૂચના અનુસાર કામ કરવામાં આવ્યું છે, તેવું દેખાતું વાસ્તવિક કારણ વિવાદ ખાતર રજુ કરે છે. અને છેવટ પોતે કરેલ ઘર પોતે જ વખોડે તો મૂર્ખ મનાય તે બીકે તેને ચુપકીદી રાખવી પડે છે, એટલુ જ નહિ પણ, પોતાની રચનાની પ્રશંસા કરવી પડે છે. અને તે ભૂલભરેલી રચનાને અનુકૂળ થઇ રહેવું પડે છે.

નકશાની પસંદગી પહેલાં ઘરનો પ્રાથમિક અભ્યાસ કરવો જોઇએ. પ્રથમ

જુદાં જુદાં તૈયાર ઘર જોઇ જવાય તો સારૂં. તેની મુખ્ય સગવડતાઓનો ખાસ ખ્યાલ કરી તેની ઝીણીઝીણી સગવડતા પણ ઝીણવટથી તપાસવી જોઇએ. તે પ્રમાણે તૈયાર મકાનો તપાસી, પોતાની જરૂરિયાત નક્કી કર્યા બાદ, નકશા-સંગ્રહમાંથી પાંચ દસ તળરચના પસંદ કરવી. તે તળરચના ઉપરથી કાગળ કે સ્લેટ ઉપર પોતાનો નકશો પોતે લીંટીઓથી ઉતારવો અને નકશાને પોતાની જરૂરિયાતને અનુકૂળ કરવા જુદીજુદી જોઇતી રેખાઓ દોરવી તથા પૂરતું મનન કરવું. ત્યાર પછી, પોતાના વિશ્વાસલાયક નિષ્ણાતને બોલાવી તેની સાથે ચર્ચા કરવી અને પોતે કરેલી ગોઠવણી અગર પોતે કરેલ વિચાર બરાબર છે કે નહિ તેની ખાત્રી કરાવી અનુકૂળ ગોઠવણી તેમની સલાહથી નક્કી કરવી. સગવડવાળી રચના નક્કી થયા પછી ખંડો તથા ઉપખંડોનાં માપ નક્કી કરવાં જોઇએ. આ માપનો વિચાર પોતે રહેતા હોય તે મકાનો અગર બીજા સગાવ્હાલાંના ઘરનાં માપો જોઇ તપાસી કરવો, માપ નક્કી કરવામાં કાંતો બહુ જ નાનાં માપ નક્કી થાય અગર જરૂર કરતાં બહુ મોટાં માપો લેવાય છે.

આ સંગ્રહમાં એક ખંડવાળાં, બે ખંડવાળાં, ત્રણ, ચાર તથા વિશેષ ખંડની રચનાવાળાં, ખાસ ગોઠવણી તથા ચાલીઓ, પેટામકાન, તબેલા, મોટરતબેલા, વગેરેના તમામ જુદીજુદી જાતના નકશા આપવામાં આવેલ છે.

એક ખંડ, એક રસોડું તથા ઓસરીની ગોઠવણી લઇએ.

આ ગોઠવણીમાં ન્હાવણ કે પરચુરણ સામાનની ઓરડી વધારી શકાય છે. સ્હેજ ખર્ચ વધુ કરવાનું હોય તો માથે મેડી કરવાથી બે રૂમની સગવડતા મળે છે. મેડીની સગવડતા કરવા માટે દાદર સારૂ ઓસરીની જગ્યા રોકવી પડે છે. પરંતુ, દાદર નીચે પરચુરણ સામાનની ઓરડી કરી ઉપયોગ કરી શકાય છે. પાન ૪૩માં બતાવ્યા મુજબ પણ દાદરની ગોઠવણી થઈ શકે છે. જુઓ પાન નં. ૨૨, ૩૨, ૩૩, ૮૭, ૮૮, ૮૯.

બીજી ગોઠવણી બે ખંડ, રસોડું અને ઓસરી સહિત કે ઓસરી વિના થઇ શકે.

જરૂરિયાતના પ્રમાણમાં આગળ ઓસરીમાંથી બે નાના ખંડ નીકળી શકે. વધુ જરૂરિયાત જણાય તો પાછળ એક ખંડ અગર બે ખંડ અથવા આગળની જેમ પાછળ ઓસરી કરી તેમાંથી ખંડ કરી શકાય. બધી સગવડતા નીચે ન જોઇતી હોય તો પાછળ વધારવાને બદલે ઉપર માળ કરી સગવડતાઓ સાચવી શકાય. બે ખંડની જુદી જુદી ગોઠવણી પાન નં. ૨૭, ૨૮, ૪૨, ૫૮, ૬૫, ૭૧, ૮૨, ૮૪, ૮૭, ૯૭, ૧૦૬, ૧૦૭, ૧૧૦, ૧૭૪માં આપવામાં આવેલ છે.

ત્રીજી ગોઠવણી બે ખંડ આગળ ઓસરી તથા પાછળ બે પાંખો. ખંડ તથા ઓસરી રહેણાક તરીકે વાપરી શકાય અને રસોડું તથા ન્હાવાનું, બળતણની ઓરડી વગેરે જરૂરયિાત વાસ્તે પાંખનો ઉપયોગ થઇ શકે. આ ગોઠવણી સગવડતાવાળી થાય છે. પછવાડે વંડી કરવાથી બંધ છતાં ખુલ્લું આંગણું રાખી શકાય છે. આ રચનામાં બીજા નંબર કરતાં ખર્ચ સ્હેજ વધુ આવે પણ મકાન સગવડવાળું થાય. જુઓ પાન નં ૨૨, ૭૫, ૧૫૪, ૧૫૫. આ ગોઠવણીમાં ખંડમાંથી આવજા ન રહે તે વાસ્તે બે ખંડની વચ્ચે કે ખંડની પડખે એક ચાલ મૂકવામાં આવે છે. આ ચાલથી ખર્ચ વધે પણ ખર્ચવધારાના પ્રમાણમાં સગવડતાનો ઘણો વધારો થાય છે. ઉપર માળ કરવો હોય તો આ ચાલમાં સીડીની ગોઠવણ થઇ શકે. સીડી નીચે પરચુરણ સામાનની ઓરડી કરી શકાય. એટલે આ ચાલ ત્રિવિધ હેતુ સારે છે. ૧. ચાલ, ૨. પરચુરણ સામાનની ઓરડી, ૩. સીડીખંડ. ઉપરાંત, વીજળીખંડ કે ટેલીફોનખંડ તરીકે પણ ઉપયોગ થઇ શકે છે. ઉપરના મજલે જેટલા ખંડ કરવા હોય તેટલા ખંડ વધી શકે. ભોંતળ ઉપર જરૂરિયાત મુજબના ખંડ રાખી નીચે ખંડ નહિ વધારવા ઇષ્ટ છે. આ ગોઠવણીમાં ઉપર નીચે મળી ચાર સારા ખંડ, આગળ ઓસરી, ચાલ તથા પછવાડે છથી આઠ નાનાનાના ઉપયોગી ખંડની સગવડતા મળે છે. અને ટુંક ખર્ચમાં સારૂ તથા સુંદર ઘર થાય છે. જુઓ પાન નં. ૪૭, ૧૫૩.

જેમ જેમ ખંડનો વધારો થતો જાય તેમ તેમ ગોઠવણીની વિવિધતાની સંખ્યા પણ વધે. ત્રણ ખંડને એકી સાથે એક લાઇનમાં મૂકવાનો જનતાને સાધારણ વ્હેમ હોય છે. એટલે એક મોભે ત્રણ ખંડની રચના અપ્રિય છે. બે ખંડ સાથે મૂકી ત્રીજો ખંડ આગળ કે પાછળ કાટખૂણે મૂકી, ત્રણ ખંડની ગોઠવણી કરવામાં આવે છે. કાટખુણુ ખંડની સાથે ઓસરીમાં રસોડું પણ મૂકવામાં આવે છે. ઉપર માળ હોય તો ઓસરીના સામા ખૂણામા સીડી મકી રસોડા વાસ્તે પાછળ ગોઠવણ કરવામાં આવે છે. રસોડું પાછળ જવાથી હાલેચાલની અગવડતા પડે તો બે ખંડ પછી ચાલ મકી કાટખુણે ત્રીજો ખંડ તથા રસોડા વગેરેના ખંડો મૂકી શકાય. સીડી ઓસરીમાં રાખી શકાય છે તથા ચાલમાં પણ ગોઠવી શકાય છે. ત્રણ ખંડની ખુણાવાળી રચના પણ થઇ શકે. એક વચે ખંડ રાખી બન્ને બાજુ પાંખમાં ખંડો તથા જરૂરિયાતના ખંડો મૂકી ગોઠવણી થઇ શકે, પરંતુ, ઉપરની સાદી ગોઠવણી કરતાં તે ખર્ચાળ છે. ત્રણ ખંડની વિવિધ ગોઠવણી માટે

જુઓ પાન ૨૩, ૨૯, ૪૦, ૫૦, ૫૧, ૫૪, ૬૧, ૬૭, ૭૩, ૮૫, ૧૦૪, ૧૧૩, ૧૮૨. ત્રણ ખંડની ગોઠવણી બાદ ખાસ રચનાઓ થઇ શકે છે. ચાર ખંડ એક દોરીમાં, ચાર ખંડ વચમાં ચાલ સહીત, બે ખંડ વચમાં તથા એક જ પાંખમાં કાટખુણે ખંડ ચાલ સહિત કે ચાલ વિના, આવી અનેક જુદીજુદી રીતે ખંડો ગોઠવી શકાય છે. જેમ જેમ ખંડનો વધારો થાય છે તેમ તેમ ગોઠવણી પણ વધતી જાય છે.

ખાસ ગોઠવણી–ભવિષ્ય વિચાર, રહેણીકરણીની પદ્ધતિ, ખાસ શોખ, પૈસાની છૂટ વગેરે કારણોને અંગે થઇ શકે છે. એક કુટુંબમાં બે ભાઇઓ હોય તો તે બન્ને વાસ્તે ગોઠવણી કરવાની જરૂર રહે છે. તાત્કાળીક એક ઘર તરીકે ઉપયોગ થઇ શકે, પરંતુ ભવિષ્યમાં બે ભાઇઓને જુદીજુદી સગવડ થાય તેવી ગોઠવણીની જરૂર રહે છે. વચમાં હાલચાલની ડેલી રાખી બે પડખે જરૂરિયાત મુજબની આ ગોઠવણી થઇ શકે છે. અને સામાન્ય ફળી રાખી શકાય છે જે ત્રિશાલ થાય છે. બે ભાઇઓની પ્રકૃતિ જુદી હોય તો બન્નેની સગવડ પડખેપડખે મૂકી સ્વતંત્ર ફળીવાળું મકાન કરી શકાય છે આવી ગોઠવણી ત્રિરત્ન ગોઠવણીથી થઇ શકે.

બે ભાઇથી વિશેષ એટલે ત્રણ ચાર ભાઇઓની સગવડ કરવી હોય તો પણ ગોઠવી શકાય છે. પરંતુ, સામાન્ય રીતે એક જ જગ્યાએ આવી ગોઠવણી કરવી સલાહકારક નથી.

આ વાસ્તે તો જુદાજુદા તકતા લઇ તેમાં ગોઠવણી થાય તે વધુ સલાહભરેલું છે, જેથી આરોગ્યતાના નિયમો બરાબર સાચવી શકાય. જે બે ભાઇઓ વાસ્તે ગોઠવણી કરી, તે બે કે વધુ મિત્રો વાસ્તે પણ થઇ શકે. આ ગોઠવણી ઓછા સાધનવાળા લોકો વાસ્તે છે. સહકારી યોજનાથી આવી ગોઠવણી શકય બને છે. જુઓ પાન ૫૫, ૫૮, ૭૦, ૧૨૨, ૧૨૪, ૧૨૫, ૧૨૬, ૧૨૭, ૧૨૯.

એક કે બે તક્તામાં સહકારી યોજનાથી બેથી ચાર કુટુબની સગવડતા થઇ શકે છે. સહકારી યોજનામાં મીલ્કત એક જ રહે પણ લીમીટેડ કાં. પ્રમાણે શેરની માલેકી જુદીજુદી હોય દરેક જણને શેરની વ્હેંચણીમાં કાગળીઆ ઉપરાંત ઘરનો ટુકડો પણ મળે છે. શેરનું વેચાણ મંડળીના નિયમો અનુસાર થઇ શકે. માલેકી તો સહકારી મંડળીની જ રહે સહકારી યોજનાથી ફ્લૅટસ થઇ શકે છે, તેમ ચાલ પણ થઇ શકે છે. ફ્લૅટમાં તો બે કે ચાર વ્યકિતના

સહકારની જરૂર રહે. પણ ચાલમાં તો ૧૦થી ૧૨ અગર વધુ કુટુંબોની જરૂર રહે. સહકારી યોજના અનુસાર ચાલ બાંધતાં પહેલાં તેના નિયમોનું ઘડતર પ્રથમથી જ સરસ થવું જોઇએ. અને કાયદાથી પણ બંધાયેલ હોવું જોઇએ; સહકારી ચાલના સંચાલકો કાર્યકુશળ જોઇએ, ઉપરાંત, સહકારી હીત તેનું કાયમનું ધ્યેય હોવું જોઇએ. સહકારી યોજનાથી હજુ લોકો ટેવાયેલ નથી. સહકારી યોજનામાં સંપ જોઇએ. અને તે યોજન પૂરેપૂરી પાર ઉતારવા દરેકને પૂરતી પગશ જોઇએ. તેમાં પોતાના ખાનગી વિચારોની આપલે જોઇએ અને અંગત સિદ્ધાંતો સહકારી હિતમાં જતા કરવા જોઇએ. ચાલ એક વ્યક્તિની હોય કે સહકારી યોજનાથી થયેલ હોય તો પણ તેની સગવડતામાં ફેર પડતો નથી.

ચાલમાં દરેક રહેનારને ઓછામાં ઓછા બે ખંડ જોઇએ: એક રહેણાકનો તથા એક રસોડાનો. ઓસરી પણ જોઇએ. બની શકે તો સ્વતંત્ર હાલચાલની સગવડતા હોવી જોઇએ. દરેક રહેનારને પોતાનો મલાજો સચવાય તેવી ખાસ ગોઠવણી હોવી જોઇએ. જુઓ પાન નં. ૧૦૫. જેમ દરેક કુટુંબને રસોડું જુદું જોઇએ, તેમજ ન્હાવાધોવાની તથા પાયખાનાની સગવડ જુદી જોઇએ. આવી જુદી ગોઠવણીમાં ખર્ચ વધુ લાગે જેથી ભાડું વધુ રહે. પરંતુ, તેના નિભાવનો ખર્ચ ઓછો થાય છે. અને દરેક રહેનાર પોતાની જવાબદારી ઉપાડી લે છે.

ઉપર વર્ણવેલ રહેણાકના મકાનો ઉપરાંત દુકાનોના નમુનાના નકશા આપવામાં આવેલ છે. કોઇ દુકાનમાં આગળ ઓટો છે, તો કોઇમાં પરબારાં દુકાનનાં બારણાં છે. આગળ ઓટો હોય તો ઉતરવાની સગવડતા વાસ્તે પગથીઆં મૂકી શકાય છે. દુકાનો એકવડી તથા બેવડી થઇ શકે. એકવડી દુકાન ફક્ત ખર્ચનો સવાલ હોય તોજ કરવી ઘટે. નહિતર, બેવડી દુકાન એટલે આગળ દુકાનનો ભાગ તથા પાછળ એક ઓરડી જે વખાર તરીકે વાપરી શકાય. અગર હોટેલ કે ખાણાપીણાની દુકાનનો ઉપયોગ થતો હોય તો પાછળનો ખંડ રસોડા તરીકે વાપરી શકાય. જુઓ પાન નં. ૪૧, ૫૬, ૬૬, ૭૬, ૮૮, ૯૬. આ સંગ્રહમાં આપેલ દુકાનના નકશાઓ લગભગ આ જાતના છે. કોઇ કોઇ નકશામાં દુકાનની પછવાડે આ ખંડ દુકાન સાથે નહિ જોડતાં નીચે રહેણાકના બ્લોકો કરવામાં આવે છે. આરોગ્યના સિદ્ધાંતોએ આવા બ્લોકોને હવાઅજવાળું પૂરું મળવા ઓછો સંભવ રહે છે. દુકાનદારો દુકાન ને ઘર સાથે રાખી શકે તે હિસાબે ઉપર મજલો નકશાઓમાં બતાવેલ છે ઉપર સ્વતંત્ર હાલચાલ

તથા સગવડવાળ બ્લોક્સ કરવામાં આવેલ છે. આ ઉપરાંત બીજે મજલે રહેણાક માટે ભાડે આપી શકાય છે.

**પાન નં. ૧૧૭ :** આ નકશામાં એકવડી દુકાનો છે, છતાં બેવડી દુકાનનો ભાસ આપે છે. દુકાનના બીજા નકશાઓમાં જેમ પછવાડે વખારની ખાસ ઓરડી તથા ઓસરીની સગવડતા છે, તેમ આ દુકાનોના નકશામાં નથી. ઓછા ખર્ચમાં દુકાનો કરવી હોય તો આ પદ્ધતિએ દુકાન કરી શકાય. ઉપર આવજાવ વાસ્તે પાછળ ઝુકતો રવેશ કાઢેલ છે, જેથી, ઉપરને મજલે રહેણાકના જુદા જુદા ભાગો ગોઠવવાનું શકય બન્યું છે. આવી રીતે થોડી ઉંડાઇની દુકાનો કરવાથી તક્તામાં પાછળ સ્વતંત્ર મકાન કરવાની સગવડતા રહે છે.

**પાન નં. ૧૪ :** વાહનમંડપ તથા ચોકીઆળાની વિશિષ્ટતા આ તળરચનામાં છે. દિવાનખાનું એ દિવાનખાનું જ છે, એટલું જ નહિ પરંતુ, તેનો પ્રસંગે ખંડ તરીકે ઉપયોગ થઇ શકે તેવું છે. તેમાં કીર્તન, વ્યાખ્યાન, પાર્ટી વગેરે સરસ રીતે ગોઠવી શકાય. સીડીની ગોઠવણી પણ દેખાવમાં સુંદર તથા અનુકૂળતા વાળી છે. સીડીખંડનો આગળના ભાગનો વ્યાખ્યાન પીઠ તરીકે અગર સીનેમાના ચિત્રપટ તરીકે બહુ સરસ ઉપયોગ થઇ શકે તેમ છે. બાકીની ગોઠવણી તો નકશો પોતે જ રજુ કરે છે.

**પાન નં. ૮૭ :** મકાન નાનકડું છે, છતાં, દર્શન મોટું છે. આ નકશાની ગણના વિચિત્ર રચનામાં થઇ શકે છે. જગ્યાનો બગાડ તો રહે જ થાય છે, તથા ખર્ચ પણ વિશેષ આવે છે. ટુંકી મુડીમાં કરનાર લોકોએ તો આવી વિચિત્ર તળરચના પસંદ કરવી જોઇએ નહિ. આવી રચના જેની પાસે પૈસો ફાજલ હોય તે જ કરી શકે.

**પાન નં. ૮, ૯૮, ૯૯, ૧૦૨, ૧૦૩ :** એકંદર સગવડતા દરેકમાં સરખી છે. છતાં, જુદીજુદી રીતે ગોઠવણી કરવામાં આવી છે. તેમ જ દર્શન પણ જુદીજુદી જાતનાં કરવામાં આવેલ છે. કોઇ ઠેકાણે વાહનમંડપની ગોઠવણ છે તો કોઇમાં મોટાં પગથિયાં મૂકેલ છે. કોઇમાં સીડી ઓસરીમાં ગોઠવી છે, બીજાઓમાં સીડી ઓસરીના ખુણે અગર બે રૂમ વચ્ચેની ચાલમાં ગોઠવવામાં આવેલ છે. આ દરેક તળમાં શયનખંડની નીચે ગોઠવણી છે. ખાસ શયન-ખંડ તો ઉપર જ રાખવામાં આવેલ છે. દરેક શયનખંડને લાગુ હમામ કરવામાં આવેલ છે. આ મકાનોમાં કોઠાર ભંડાર વગેરે જોડી દેવામાં આવેલ છે અને ભોજનખંડ પાશ્ચાત્ય પદ્ધતિએ વાપરી શકાય તેવી રચનાના છે.

**પાન નં ૭૨:** આ ગોઠવણીની તળરચના સુંદર દેખાય છે અને બીજી રચનામાં ભાત પાડે છે. ખંડોમાં હવાઅજવાળું પુષ્કળ રહે છે. પરંતુ, ખર્ચના પ્રમાણમાં દેખાવ બરાબર થાય નહિ તેમ જ વાપરવામાં સગવડવાળું થતું નથી. આ તળમાં જગ્યાનો ઘણો બગાડ થાય છે. વચલા કોઠામાં પ્રકાશ લાવવા તે વધારે પડતો ઉંચો લેવો પડેલ છે. આ કોઠો હવાદષ્ટિએ ઘણો જ ખામીભરેલો ગણાય છે. ખંડોના પ્રમાણમાં બારીબારણાનું ખર્ચ વિશેષ આવે તેમ છે. આ તળરચનામાં ઓસરી બીલ્કુલ નથી એમ કહીએ તો ચાલે. આ તળરચના ઘરસરી વાસ્તે નથી, પરંતુ, ઓફીસ કે જાહેર સંસ્થા જેવી કે લાયબ્રેરી. કન્સલ્ટીંગ રૂમ, ઓબઝરવેટરી કે એવા ઉપયોગમાં લઇ શકાય તેમ છે.

**પાન નં ૯૦:** આ તળરચનામાં પાશ્ચાત્ય તથા પૌર્વાત્ય રચનાની ગુંથણી છે. ચાર ખુણે ખંડો કરવાથી હવાઅજવાળું પુષ્કળ રહે છે. દિવાનખાનું વચમાં મુકવામાં આવેલ છે. પાછળ પાંખ લગાડી ઉપયોગી ખંડોની હારમાળા છે, અને તેને કાટખુણે વાળવાથી સરસ ચોકની ગોઠવણી થાય છે.

**પાન નં. ૭:** પૌર્વાત્ય ગોઠવણીની રચના છે. આગળના ભાગમાં પરથાર છે. અંદર દાખલ થયા પહેલાં પરથાર ઉપર આવનાર માણસ થંભી જાય છે, ત્યાર પછી દીવાનખાનામાં પ્રવેશ મળે છે. ત્યાં પ્રવેશ થવા છતાં ઘરની અંદરની ગોઠવણી શું છે તે જાણી શકાતું નથી. સીડીની ગોઠવણી ઘરની અંદરથી તથા સ્વતંત્ર રીતે બહારથી વાપરી શકાય તેવી છે. તમામ ખંડ હવાઅજવાળાવાળા છે. વચમાં સુંદર ચોક છે. જેનો કીર્તન ચોક, જમણ ચોક, કે પ્રસંગ ચોક તરીકે ઉપયોગ થઇ શકે.

**પાન નં. ૨૪ ૨૫ :** બે રસ્તાના સંગમ ઉપર બન્ને રસ્તાનાં તથા ખુણાનું દર્શન સાચવી શકાય તેવી આ ગોઠવણી છે. ચાલથી ઉપઘર સંયુક્ત કરવામાં આવેલ છે. અને વચ્ચમાં સુંદર ચોક ઉપસ્થિત થયેલ છે.

કેટલાક નકશામાં ખર્ચની દૃષ્ટિએ ખીચોખીચ ગોઠવણી કરેલી હોય છે પરંતુ ખંડ હવાઅજવાળા વગરના અંધારા હોય છે. જુઓ પાન નં. ૯.

**પાન નં. ૨૨-૨૬ વગેરે:** નજીવી આવક હોય છતાં પણ મકાન કરી શકાય તેવી જાતનાં અલ્પ ગોઠવણીવાળાં મકાનો આપવામાં આવેલ છે. આ નકશાઓ ઉપમકાનો તરીકે પણ તકતામાં કરાવી શકાય, સંગ્રહના છેવટના ભાગમાં જુદીજુદી તળરચનાઓ આપી છે તે અનેક પ્રકારે ફેરફાર કરી ગોઠવણી થઇ શકે તેમ સૂચવે છે—જુઓ પાન નં. ૧૭૮થી ૧૮૧.

આ સંગ્રહમાં ઉપમકાનોના નકશાઓ પણ આપવામાં આવેલ છે. ઉપમકાનોમાં ખાસ નાનું ઘર હોય છે. તે ઘર ફળીમાં સારો પાડોશ રાખવા કરવામાં આવેલ હોય કે તેનો ઉપયોગ નોકરઘર તરીકે હોય તો પણ તે ઘરમાં ઓછામાં ઓછા બે ખંડ તથા ઓસરી તો હોવી જ જોઇએ. કોઇ નકશામાં ઉપમકાન છૂટું હોય તો કોઇ ઠેકાણે મુખ્ય મકાને સાથે જોડેલું પણ રાખવામાં આવેલ છે. આ ઉપઘર સાથે કોઇ કોઇવાર મોટરઘર, બળતણની ઓરડી, કે પરચુરણ ઓરડી કે પાયખાનાં જોડવામાં આવે છે. ઉપઘરનો જો રહેણાક વાસ્તે ઉપયોગ કરવાનો હોય તો તે સાથે ઢોરનો તબેલો કે પાયખાનાં જોડવાં તે આરોગ્યના નિયમો વિરૂદ્ધ ગણાય. કોઇ કોઇવાર ઉપઘરમાં નીચેના ભાગમાં મોટરગેરેજ કે એવું હોય અને ઉપર રહેણાક રાખવામાં આવે છે, પરંતુ તે પણ અનિચ્છનીય છે.

ઉપઘરના નકશામાં પગીઘર હિન્દી તથા પાશ્ચાત્ય ઢબના આપવામાં આવેલ છે. પગીઘર આડચની દીવાલ પાસે જ રાખવાનાં હોય એટલે તેની યોજના દીવાલની સાથે મેળ મળે તેમ અનુકૂળ થયેલ છે. પગીઘર ફક્ત રાત દિવસ ચોકી કરનારને સુવા બેસવા વાસ્તે જ છે. ત્યાં રહેણાક કરી શકાય નહિ. જુઓ પાન નં. ૧૮૫.

એક સંડાસ ટાંકી (સેપ્ટીક ટેન્ક)નો નમુનો આપવામાં આવેલ છે, તેમાં દરેક માપ આપવામાં આવેલ છે. આ ટાંકી તથા આ ઢબે સંડાસ બનાવવાનું ખર્ચ બહુ આવતું નથી. આવી જાતનાં સંડાસ બનાવવાથી ભંગીની કાયમની ખટખટ જતી રહે છે. જુઓ પાન નં. ૧૮૪ સંડાસ ટાંકી બીજી રીતે પણ બને છે. પણ ગોળ ટાંકી તો ખુણે ખાંચે કચરો ન ભરાય તે હિસાબે કરવામાં આવી છે.

આ સંગ્રહમાં પરચુરણ જરૂરિયાતના નકશા પણ આપેલ છે. જેવા કે

૧ તુલસી કયારો, પાન નં. ૧૮૭. ૨ ચીમની, અને નિકાસ નમુનો પાન નં. ૧૯૨. ૩ પાણીયારૂં. પાન નં. ૧૮૭.

બારી દરવાજાના ખાસ નકશા આપવામાં આવેલ છે તેના ઘણા પ્રકાર છે. વેણીધોકાવાળાં, પંચવેણી, ત્રિવેણી, ગોળાઇવાળાં, તથા તકતીવાળાં તથા ખાસ યોજેલ દરવાજાનાં માપ ખંડની જરૂરત મુજબ રાખવામાં આવેલ છે. જુઓ પાન નં. ૧૯૦, ૧૯૧.

હાલમાં કાલ્પનિક કૃતિઓના દરવાજા થતા જોવામાં આવે છે. કોઇમાં ત્રાંસી તકની હોય, તો કોઇમાં સૂર્યનાં કીરણ મુજબની તકની

કરવામાં આવે તો કોઈમાં દરીઆનાં મોજાં પ્રમાણે તકતી કરવામાં આવી હોય. આમ તકતીનો આકાર ફેરવવાથી દરવાજામાં નવીનતા લાવવાનો રીવાજ ચાલુ છે. નકશીકામથી ભરપુર પણ દરવાજાઓ થાય છે. પરંતુ તે સાધારણ મકાનમાં નહિ થતા હોઇ, અહીં આપવામાં આવેલ નથી. મોટર, સ્ટીમર, એરોપ્લેનમાં મૂકવામાં આવતી બારીઓનું અનુકરણ પણ કરવામાં આવે છે.

આ સંગ્રહમાં મકાન ઉપરાંત તકતાની આડચના જુદીજુદી પ્રકારની, જુદાજુદા માલમાંથી થઇ શકે તેવી દીવાલોના નમુના આપવામાં આવેલ છે. તે નકશાઓની ગોઠવણી તથા આકૃતિ જ પોતાનું વર્ણન કરે છે એટલે અહીં તેની આટલી નોંધ બસ થશે. જુઓ પાન નં. ૧૯૩થી ૧૯૬.

તકતાની આડચના દરવાજાના પણ નમુના આપેલ છે, અને તેની ખાસ ખાસીયત એ છે કે જે જાતની દીવાલ તેને અનુકુળ જ દરવાજો હોય છે એટલે જેટલી દીવાલની યોજના તેટલી દરવાજાની યોજના થઇ શકે. જુઓ પાન નં. ૧૯૭ તથા ૧૯૮.

બગીચાની અંદર તેને અનુકૂળ તથા તદ્દન નવી ભાત પાડતો એક હીંડોળાનો નકશો આપવામાં આવેલ છે. તેના થાંભલા પત્થરના અગર સીમેંટના બનાવી શકાય. અને સ્તંભ હિન્દી શિલ્પકળાના ગૌરવનું ધ્યાન કરાવે છે. જુઓ પાન નં. ૧૮૬.

ફળીને પ્રકાશિત કરવા તથા સાથેસાથ બગીચાના શણગારરૂપી દીપસ્તંભના નમુના આપવામાં આવેલ છે. જુઓ પાન નં. ૧૯૯.

આ સંગ્રહમાં આવેલ દરેક તળરચનાને જે શૈલીનુ દર્શન કરવું હોય ત શૈલીનુ દર્શન થઇ શકે તે બતાવવા અમુકઅમુક નકશાઓનાં વિકલ્પ દર્શન આપેલ છે. દરેક નકશાના દર્શનની શૈલી એક જ રાખવામાં આવેલ નથી. પરંતુ, જુદીજુદી શૈલીનાં દર્શન કરવામાં આવેલ છે. અમુક નકશાઓમાં છેદ, બાજુદર્શન તથા તકતામાં તે મકાન કેમ ગોઠવાયેલ છે તેની પણ બતાવણી કરી છે. આ બધા નકશા જોવાથી કેવી રીતે ગોઠવણી કરવી તેનો ખ્યાલ આવી જાય છે. આ સંગ્રહમાં વિવિધ પ્રકારના નકશાઓ આપેલ છે. તેનાં પાન ઉથલાવવાથી કંઇ પ્રવેશ થઇ શકે નહિ. તેમાં પ્રવેશ કરવા માટે તો વિચાર, મનન અને તેનો અભ્યાસ એક ચિત્તથી કરવામાં આવે તો જ નકશા સમજી શકાય તેમ છે.

# क : કામની વિગત

## (સ્પેસીફીકેશન)

### ૧ પાયાનું ખોદાણ

ખોદાણકામમાં માટી અથવા મોરમનો સમાવેશ થાય છે. આ ભાવ ૭ ફુટ ઉંડાણ સુધીનાં ખોદાણનો છે. પાણી ઉલેચવાનો આ ભાવમાં સમાવેશ થતો નથી. ખોદાણ એકસરખું દોરીમાં તથા માપ પ્રમાણે કરવાનું છે. નક્કી થએલ માપથી વધારે પહોળાઇનું કામ થએલ હશે તો તેનુ માપ આપવામાં આવશે નહીં, તેમજ તેને અંગે થતું બીજા વધારાના કામનું માપ પણ આપી શકાશે નહીં. પાયામાંથી નીકળતો મલમો કહેવામાં આવે ત્યાં તકતામાં પાથરી દેવાનો છે.

### ૨ પાયાકામ ચુનાકાંકરેટ, હાંડકથી

ચુના રેતીનુ પ્રમાણ ૧ઃ ૨ નું રાખી ચુનો ચક્કીમાં રિવાજ મુજબ પીસી વાપરવાનો છે. કાંકરેટમાં એક ભાગ પીસેલો ચુનો અને બે ભાગ હાંડકનું પ્રમાણ બેજવી ૯" થી ૧' જાડાઇના થરથી પૂરતું પાણી વાપરી પાયો ભરવાનો છે. દરેક થર સંતોષકારક રીતે ધુમસથી ટીપવાનો છે.

## ૩ પાયાકામ ચુનાકાંકરેટ, રોડાંથી

આ કામ કલમ ૨ મુજબ કરવાનું છે. ફક્ત કાંકરાને બદલે પાકી ઇંટનાં ગેડાં વાપરવાનાં છે.

## ૪ પાયાકામ ચુનાકાંકરેટ, પાકી કાંકરીથી

આ કામ કલમ ૨ મુજબ કરવાનું છે. ફક્ત કાંકરાના બદલે પાકી કાંકરી વાપરવાની છે. કાંકરી કોબડી, રીલસર, ગોરડ, અથવા તેને મળતી કોઇપણ ખાણની પાકી કાંકરી ચાલશે.

## ૫ પાયાકામ ડબર ચુનાથી

ડબર ધુલસર, શિહોર, થીરોડા, જીંથરી, મેથવડર, કોબડી, સોનગઢ, ખોડીયાર, અથવા એ ખાણોને મળતો ગમે તે ખાણનો પાકો વાપરવાનો છે. સાંધમાં કપચાં તથા ચુનો નાખી બરાબર ઠાંસી કામ કરવાનું છે. ચુના, રેતીનું પ્રમાણ ૧ : ૨નું રાખી ચક્કીમાં વિગત મુજબ પીસી વાપરવાનો છે.

## ૬ પાયાકામ મટોડીકાંકરેટ, કાંકરાથી

આ કામ કલમ ૨ મુજબ કરવાનું છે, ફક્ત ચુનાને બદલે ચણતરલાયક માટી રેતી વાપરવાની છે.

## ૭ પાયાકામ મટોડીકાંકરેટ રોડાંથી

આ કામ કલમ ૩ મુજબ કરવાનું છે. ફક્ત ચુનાને બદલે ચણતરલાયક માટી રેતી વાપરવાની છે.

## ૮ પાયાકામ ડબર માટીથી

આ કામ કલમ ૫ મુજબ કરવાનું છે. ફક્ત ચુનાને બદલે ચણતરલાયક માટી રેતી વાપરવાની છે.

## ૯ આંટચણતર ડબર ચુનાથી

ડબર કલમ ૫ મુજબ વાપરવાનો છે. પરંતુ, દર્શનમાં ચામ વગરનો, સારા મોઢાવાળો વાપરવાનો છે. ડબર ડાબો મંડાઉ, પુરતી પછાટવાળો દોરે ચડે તેવો વાપરી ઓળંબે દોરી તથા પટીમાં કામ કરવાનું છે. દર્શનમાં સીમેંટ રેરી કરવાની હોય તો આ કામમાં સમાવેશ થાય છે. ખુણા ખાણકીના અગર સીમેંટ પત્થરના નાખવાના છે, તેનો ફળ આ કામમાં સમાવેશ થાય છે. દર્શનમાં ખાણકી દર્શન કરવાનું હશે તો ફળ ડબરનું માપ પૂરું આપવામાં

આવશે. અંદરના ભાગમાં મગીયા ચુનાના વાટા કરી આપવાના છે. ચુના રેતીનું પ્રમાણ ૧ : ૨ રાખી ચક્કીમાં રિવાજ મુજબ પીસી વાપરવાનો છે.

## ૧૦ આંટચણતર ડબર માટીથી

ચણતરકામ કલમ ૯ મુજબ કરવાનું છે. ફક્ત ચુનાને બદલે ચણતરલાયક માટી રેતી વાપરવાની છે.

## ૧૧ આંટચણતર સીમેંટ પત્થરનું ચુનાથી

સીમેંટ પત્થર ૧ : ૩ : ૬ સીમેંટ રેતી, કાંકડ અગર ૧ : ૮ સીમેંટ રેતી વાપરી પ્રથમ જોઈતા માપના પત્થર ઢાળી, દર્શન સપાટી અનુરૂપ કરી પત્થર તૈયાર કરવાના છે.

સીમેંટ પત્થરનું કામ વિશેષ સ્પષ્ટતા કલમ ૧૦ પ્રમાણે કરવાનું છે. તૈયાર પત્થર દોરી, પડીમાં ઓળંભે ચોડવાના છે. દર્શનના ભાગમાં સીમેંટ અગર ચુના દોરી કરવાની છે; અંદરના ભાગમાં મગીયા ચુનાના વાટા કરી આપવાના છે.

## ૧૨ આંટચણતર સીમેંટ પત્થર માટીથી

કામ કલમ ૧૧ મુજબ કરવાનું છે. ફક્ત ચુનાને બદલે ચણતરલાયક માટી રેતી વાપરવાની છે.

## ૧૩ આંટનું ખાણકી દર્શન સાફ

ખાણકી સારી પગઠવાળી કહેવામાં આવે તેટલી ઉંચાઇના થરની વાપરી ચોકખી ઘડાઇનું કામ કરવાનું છે. ચોકઠ કામ, ધારે મલમો તથા સીમેંટ ચોડી, હોઠા વગરનું, સાંધ બરાબર કરી, દોરી પડી તથા ઓળંભામાં કરવાનું છે.

કામને જે રંગ તથા જાતની સીમેંટ દોરી કહેવામાં આવે તેવી સીમેંટ દોરી કરવાની છે.

જાતઃ—

ક—રાજુલા.

ખ—કોબડી, પાલીતાણા, મેથવદર, ફુલસર, અથવા તેને મળતી જાત.

## ૧૪ ખાણકીદર્શન અણીમાર

કામ કલમ ૧૩ મુજબ કરવાનું છે. ફક્ત ખાણકીનું દર્શન સાફને બદલે અણીમાર ઘડાઇનું કરવાનું છે.

## ૧૫ ખાણુકીદર્શન ખુચવાળું

કામ કલમ ૧૩ મુજબ કરવાનું છે. ફક્ત દર્શન ખાણુકીને ફરતી ½" થી ૧"ની પડી કરી, ખુચવાળું રાખવાનું છે.

## ૧૬ ભરતીકામ માટી મોરમનું

માટી મોરમ થર પ્રમાણે ભરી, પાણી છાંટી, ધુમસથી ટીપી જોઇતી સપાટી પ્રમાણે કરી આપવાનુ છે.

## ૧૭ ભરતીકામ ઢાંઢ અગર રેતીનું

ઢાંઢ રેતી, ખાર અગર લુણા વગરની વાપરવાની છે.

## ૧૮ તક્તામાં ભરતીકામ

તકતામાં પાયામાંથી નીકળેલ મલમો પ્રથમ વાપરવાનો છે, તેનો કલમ ૧માં સમાવેશ થાય છે. વધારે ભરતી ભરવી પડે તો બહારથી લાવી પાણીના નિકાસના હિસાબે ઢાળ રાખી, ઢેફાં ભાંગી મથાળો સરખો કરી ભરતીકામ કરવાનુ છે.

## ૧૯ તક્તાનું ખોદાણકામ

તકતામાં ઉંચીનીચી જમીન હોવાને અંગે અગર તકતાની સપાટી રસ્તાના હિસાબે ઉતારવાની હોય ત્યાં ખેદાણ, ઢાળના હિસાબે કરવાનું છે. ખોદાણમાંથી નીકળેલ મલમો તકના અગર મકાનમાં ભરવાનો હોય તો ભરી આપવાનો છે, અને તેનો ભાવ જુદો આપવામાં આવશે નહિ. ખોદાણનું માપ પાડાના હિસાબે આપવામાં આવશે.

## ૨૦ કોબો અગર માંચણ ચુના કાંકરેટથી

તળ ટીપી, ચુના કાંકરેટ કલમ ૨ અગર ૩ પ્રમાણે વાપરી, જોઇતા ઢાળમાં સરેરાશ ૪"ની ઉંચાઇ કરી, ધુમસથી રસ ચડે તેમ ટીપી કામ કરવાનું છે.

## ૨૧ કોબો અગર માંચણ સીમેંટ કાંકરેટથી

કામ કલમ ૨૦ પ્રમાણે કરવાનું છે. ફક્ત ચુના કાંકરેટના બદલે ૧ ૪ ૮ સીમેંટ, રેતી ઢાંઢનું પ્રમાણ રાખી કામ કરવાનું છે.

## ૨૨ કોબો અગર માંચણ મરોડી કાંકરેટથી

કામ કલમ ૨૦ મુજબ કરવાનું છે. ફક્ત ચુના કાંકરેટના બદલે મરોડી કાંકરેટ કરવાનું છે.

## ૨૩ ઝે સીમેંટ કાંકરેટની

કામ સ્થળ ઢાળેલ અગર પ્રથમ ઢાળેલ થઇ શકશે. સાદા ધાટનો સમાવેશ આ કામમાં થાય છે. કામ સફાઇદાર દોરી પટીમાં કરી આપવાનું છે. સીમેંટ કાંકરેટનું કામ વિશેષ સ્પષ્ટતા કલમ ૧૦ મુજબ કરી આપવાનું છે.

## ૨૪ ઝેનું નકશીકામ-સીમેંટ કાંકરેટ ઉપર

કલમ ૨૩ મુજબ કરેલ કામ ઉપર આ કામ કરવાનું છે. જેમાં બતાવણી પ્રમાણે નકશીકામ ઉઠાવવાળું, ચોકખું સફાઇદાર કરવાનું છે.

## ૨૫ રાજુલા પત્થરનું કોરકામ

રાજુલા પત્થરની કોર એકસરખી જોઇતી ઉંચાઇની, સાદી ઘડાઇની તથા જોઇતી પહોળાઇની, અંગબાડ વગરની એક રંગની, હોઠા વગર દોરી તથા પટીમાં સાંધે રોગો લગાડી ચુના મગીયાથી ચોડવાની છે. દર્શનમાં સીમેંટ દોરી કરી આપવાની છે.

## ૨૬ રાજુલા પત્થરની કોર ધાટવાળી

કામ કલમ ૨૫ મુજબ કરી આપવાનું છે. ફક્ત બતાવણી મુજબનો સાદો ધાટ કરી આપવાનો છે.

## ૨૭ નકશીકામ-રાજુલા પત્થરની કોરનું

કલમ ૨૬ મુજબ કરેલ કામ ઉપર બતાવણી પ્રમાણે નકશી ઉઠાવવાળી, સાફ સફાઇદાર કરવાની છે.

## ૨૮ રાજુલા પત્થરનું પગથીકામ

કામ કલમ ૨૫ મુજબ કરવાનું છે.

## ૨૯ રાજુલા પત્થરનું પગથીકામ ધાટવાળું

કામ કલમ ૨૬ મુજબ કરવનું છે.

## ૩૦ રાજુલા પત્થરની લાદીનું કામ

રાજુલા પત્થરની લાદી અંગબાડ વગરની સાદી ઘડાઇની સરેરાશ ૩" જાડાઇની વાપરવાની છે. તળમાં ૪" કોબો કરી, હોઠા વગર સાંધ બરાબર બેસતી કરી, ઢાળ તથા પટીમાં

સાધે ચુનાનો રેડ પાઇ, મગીયા ચુનાથી ચોડવાની છે. જરૂર મુજબ ટાચયા લઇ સીમેંટ દોરી સરખી લીટીમાં તથા કાટખુણે કરી આપવાની છે.

## ૩૧ મોરખની ભુરી લાદીનું કામ

નીચેના વર્ગીકરણ મુજબની ટેક વગરની ધારકોર ચોકખી કાટખુણે ઘડેલી, સરાણે બંધ બેસતી માપની વાપરવાની છે. તળમાં ૪" કોઓ કરી, હોગ વગર સાંધ બરાબર બંધબેસતી કરી, સાધે ચુનાનો રેડ પાઇ ઢાળ તથા પટીમા મગીયા ચુનાથી ચોડવાની છે. સીમેંટ દોરી સરખી લીટીમાં કાટખુણે કરવાની છે.

વર્ગીકરણ

ક— ½" થી ¾" જાડાઇની

ખ— ¾" થી ૧" „

ગ— ૧" થી૧½" „

ઘ—૧½" થી ૨" „

## ૩૨ મોરખની લીલી લાદીનું કામ

કામ કલમ ૩૧ મુજબ કરવાનું છે. ફક્ત ભુરી લાદીને બદલે લીલી લાદી વાપરવાની છે.

## ૩૩ મોરખની ભુરી ઘસેલી લાદીનું કામ

કામ કલમ ૩૧ મુજબ કરવાનું છે. ફક્ત ભુરી લાદી હાથથી ઘસેલી વાપરવાની છે.

## ૩૪ મોરખની લીલી ઘસેલી લાદીનું કામ

કામ કલમ ૩૩ મુજબ કરવાનું છે. ફક્ત ભુરી લાદીને બદલે લીલી લાદી હાથથી ઘસેલી વાપરવાની છે.

## ૩૫ ઘસેલી લાદીનું પટ્ટાકામ

ચોડતર કામ કલમ ૩૩ મુજબ કરવાનું છે. ફક્ત પટ્ટો કાળા રંગની ઘસેલી લાદીથી કરવાનો છે.

### ૩૬ લીલી અગર ભુરી કાળી લાદીનું કામ

કામ કલમ ૩૩ મુજબ કરવાનું છે. ફક્ત લીલી અગર ભુરી કાળી લાદી કહેવામાં આવે તે મુજબ ગુંથણી કરી ચોડી આપવાની છે.

### ૩૭ સીમેંટનું તળકામ ( પેટંટ સ્ટોન )

કામ કલમ ૩૧ મુજબ કરવાનું છે. પરંતુ લાદીના બદલે સીમેંટનું તળ ૧ : ૩ સીમેંટ રેતીના પ્રમાણથી નીચેના વર્ગીકરણ મુજબ, કહેવામાં આવે તે રંગ વાપરી કરી આપવાનું છે.

વર્ગીકરણ

ક— ૧" જાડાઇનું

ખ—૧½" „

ગ— ૨" „

### ૩૮ ચીનીનું તક્તીકામ ( ગ્લેઇઝડ ટાઇલ્સ )

ચીનીની તક્તી સારી માર્કાની અગર તેને મળતી જાતની વાપરવાની છે. જરૂર પ્રમાણે દીવાલને અગર તળમાં ઓળંબે તથા પટીમાં સીમેંટ મગીયાથી એકસરખું લપેટ કરી તક્તી ઓળંબે તથા દોરીમાં હોડા ટેડ ન રહે તેવી રીતે સીમેંટથી ચોડી આપવાની છે. ગોળા ગીલના ખુણીયા જ્યાં આવે ત્યાં જરૂરીઆત મુજબના માપના નાખવાના છે. તક્તીની સાંધમાં તાજેતાજો કળીચુનો ભરી, સાંધ સાફ કરી, સફાઇદાર સુરંગું કામ કરી આપવાનું છે.

### ૩૯ ચીનીકામ

તૈયાર કોબા ઉપર સીમેંટનો કલણ રેડ, ઢાળ તથા પટીમાં એકસરખો પાથરીને સફેદ તથા રંગીન ચીનીના જોઇતા માપના કટકાથી કામ ટીપી, સરખું બેસારી કરી આપવાનું છે. પટાની, વચલા તથા ખુણાના ફૂલની ભાતનો આ કામમાં સમાવેશ થાય છે.

### ૪૦ ખાસ લાદીકામ

આ કામમાં ખાસ લાદી જેવી કે ભારતની, રાવલની, ગાર્લાકની, સ્વસ્તિકની વગેરે સીમેંટની લાદી તથા જુદી જુદી ચીનરામણવાળી લાદી તથા આરસની લાદી તથા સાફ ઘડાઇના રંગબેરંગી પત્થરની લાદી વગેરેનો સમાવેશ થાય છે.

ચુના કાંકરેટથી તળ ઢાળમાં ટીપી તૈયાર કરી, આ લાદી સીમેંટ મસાલામાથી ચોડી, સાંધ બરાબર મેળવી, ઘડવાની જરૂર પડે ત્યાં ઘડીને કામ પટીમાં ટેક હોલ વગરનું સાફ સફાઈદાર કરી આપવાનું છે. લાદી ચોડ્યા બાદ મથાળે સાફ ઘસી ઓપ ચડાવવાનો છે. તેનો જાત પ્રમાણે ભાવ થશે.

## ૪૧ ઇંટનું બાંધણકામ ચુના રેતીથી

ખાર વિનાની બરાબર પાકેલી કે વધારે પાકેલી ઇંટ વાપરવાની છે. બાંધણની ઉંચાઇ ડાબી ઇંટના હિસાબે રાખવાની છે.

૧ : ૨ ના પ્રમાણનો કબરીયો ચુનો વાપરી, ચોડતરકામ ઢાળ તથા પટીમાં કરવાનું છે.

## ૪૨ ઇંટનું બાંધણકામ માટી રેતીથી

કામ કલમ ૪૧ મુજબ કરવાનું છે. ફક્ત ચુનાને બદલે ચણતરલાયક માટી વાપરી કામ કરી આપવાનું છે.

## ૪૩ ગારથાપ

લાદ, છાણ તથા પોળી માટીથી કુંવળ સાથે મેળવી, સોડવી, ખાડાખડીયા વગર પટીમાં થાપ કરી આપવાની છે. તે ઉપર રેસા વગરની ગારનાં બે અસ્તર કરવાનાં છે. ગાર ખાડા-ખડીયા વગરની પટીમાં કરી આપવાની છે.

## ૪૪ પાકા ભઠ્ઠાની ઇંટનું ચણતરકામ ચુનાથી

પાકા ભઠ્ઠાની ઇંટ પાણીથી બરાબર ભીંજવી ચણતરકામમાં વાપરવી. સદરહુ ચણતરમાં કમાન, થાંભલા, હૈયારખી ૯'' કે તેથી વધારે પહોળાઇનું ચણતર, દીવાલના નિકાળા, કોપરી પટી વગેરે તમામનો સમાવેશ થાય છે. ચણતરકામ સાંધ ચાતરે કરી ચણતર એકસરખું ઓળંબે દોરી તથા પટીમાં સફાઇદાર કરી આપવાનું છે. તળ ભોં તથા પડેલી ભોં તથા બીજી ભોંને આ ભાવ લાગુ પડે છે. ચુના રેતીનું પ્રમાણ ૧:૨૩નું વાપરી ચુનો ચક્કીમાં રિવાજ મુજબ પીસીને વાપરવાનો છે. સીમેંટ દોરીનો આ કામમાં સમાવેશ થતો નથી. ચણતરને ચાલતા કામે કપચું મારી વાટા સાફ કરી આપવાના છે.

## ૪૫ દેશી ભઠ્ઠાની ઇંટનું ચણતર ચુનાથી

કામ કલમ ૪૪ મુજબ કરવાનું છે. પરંતુ પાકા ભઠ્ઠાની ઇંટના બદલે દેશી ભઠ્ઠાની ઇંટ વાપરવાની છે.

## ૪૬ ડબરનું ચણતર કામ ચુનાથી

ડબર ફુલસર, છીપરી, શીહોર, ચીરોડા, મેઘવદર, કોમડી, સોનગઢ, ખોડીયાર, માલણકા, અકવાડા અથવા તે ખાણોને મળતો દર્શનમાં ચામ વગરનો વાપરવાનો છે. દીવાલને ખુણે ખાણુકી અગર સીમેંટ પત્થરના ખુણા વાપરવાના છે. બારી દરવાજા તથા કોમામાં તે જ ખાણુના પત્થર ઘડીને અથવા ઇંટનાં ખુણાં મોસ્કાં ચાલશે. પત્થર ડાબા મંડાઉ લાંબી પછાટવાળા વાપરી, કામ ઓળંબે દોરી તથા પટ્ટીમાં કરવાનું છે. સીમેંટ કે ચુના દોરી દર્શનના ભાગમાં કહેવામાં આવે તો કરી આપવાની છે. તે જ પ્રમાણે ચુનાગાર ન કરવાની હોય તો પાછળના ભાગમાં સપાટી સરખી કરી, ચુના રેગાના વાટા કરવાના છે. તેનો ભાવ જુદો આપવામાં આવશે નહિ. તળ ભોં, પહેલી ભોં, તથા બીજી ભોંના ચણતરનો આ ભાવમાં સમાવેશ થાય છે.

ચુના રેતીનું પ્રમાણ ૧:૧૩ નું રાખી ચુનો ચક્કીમાં રિવાજ મુજબ પીસી વાપરવાનો છે.

## ૪૭ સીમેંટ પત્થરનું ચણતર ચુનાથી

કામ કલમ ૧૧ મુજબ કરવાનું છે. ફક્ત બારી દરવાજા, કાનસ સરાં વગેરેના બધ-બેસતા થર મેળ કરી ચણતર કરવાનું છે તથા અંદરના ભાગમાં નીરૂ ન કરવો હોય તો વાટા કરી કામ સરખું તૈયાર કરી આપવાનું છે.

## ૪૮ ઈંટ ચુનાથી બીડલાનું ચણતર કામ

બીડલું ઓળંબે, દોરી તથા પટીમાં એકસરખું કરવાનું છે, એટલે કે ચણતરકામ કલમ ૪૪ મુજબ કરવાનું છે. ફક્ત ચણતરની સાંધ ખોતરી બન્ને બાજુ ચુનાગાર કરી, કણીચુનાના બે હાથ મારી, કામ સફાઈદાર કરી આપવાનું છે. બારી બારણાં તથા અવાદનું માપ બાદ કરી આપવાનું છે.

## ૪૯ ઈંટનું બીડલું વાટાવાળું

કામ કલમ ૪૮ મુજબ કરવાનું છે. પરંતુ, ચુનાગારને બદલે વાટા કરવાના છે.

## ૫૦ ઈંટનું સીમેંટ રેતીથી બીડલાં કામ

કામ કલમ ૪૮ મુજબ કરવાનું છે. પરંતુ ચુનાને બદલે ૧:૩ સીમેંટ રેતીથી ચણતર કરવાનું છે.

## ૫૧ લોઢાણું ઈંટનું બીડલું સીમેંટથી

કામ કલમ ૪૮ મુજબ કરવાનું છે. પરંતુ દર ત્રણ થરે લોઢાની ગાંસડી પટી વાપરી કામ કરી આપવાનું છે.

## ૫૨ લોહાળાં સીમેંટ કાંકરેટનું ૩" નું બીડલુ

સ્થળદાજેલ અગર પ્રથમ ઢાળેલ કાંકરેટથી કામ કરી શકાશે. સળિયા હિસાબની ગણતરી મુજબ નાખવાના છે. સીમેંટ રેતી કાંકરનું પ્રમાણ ૧.૨.૪ રાખવાનું છે. પ્રથમ ઢાળેલ કટકાનું કામ કરવાનું હશે તો કટકાને ઘીસી તથા ભીની રાખીને કામ કરવાનું છે અને તેની ચોકતર ૧:૩ સીમેંટ રેતીથી કરવાની છે. કામ ઓળંબે, દોરી તથા પટીમાં કરવાનું છે. કામની સપાટી સફેદ નીરૂ મારી સરખી કરી આપવાની છે.

## ૫૩ પાકા ભઠ્ઠાની ઈંટનું ચણતર માટીથી

ઈંટનું ચણતર કલમ ૪૪ મુજબ કરવાનું છે. ફક્ત ચુનાને બદલે ચણતરલાયક માટી વાપરવાની છે.

## ૫૪ દેશી ભઠ્ઠાની ઈંટનું ચણતર માટીથી

કામ કલમ ૪૫ મુજબ કરવાનું છે. ફક્ત ચુનાને બદલે ચણતરલાયક માટી વાપરવાની છે.

## ૫૫ ડબરનું ચણતર માટીથી

કામ કલમ ૪૬ મુજબ કરવાનું છે. ફક્ત ચુનાને બદલે ચણતરલાયક માટી વાપરવાની છે.

## ૫૬ સીમેંટ પત્થરનું ચણતર માટીથી

કામ કલમ ૧૨ મુજબ કરવાનું છે.

## ૫૭ રાજુલાના પત્થરના ચોરસ થાંભલાકામ

થાંભલા રાજુલા પત્થરના ચારેકારે ધારે સફ ચાર મોઢાળાં ચોરસાં, લાળી કાનરીએ વાપરી, ચુનાના મસાલાથી ચોડી, તમામ બાજુએ અંગ બાક વગરના વાપરી, ઓળંબે દોરી પટીમાં સીમેંટ દોરી પટી કરી, હોલ ન પડે તેમ કામ કરવાનું છે. અને હોલ પડે તો ટાંચણા લઈ કામ સાફ સફાઈદાર કરવાનુ છે.

## ૫૮ રાજુલા પત્થરના ગોળ થાંભલાકામ

કામ કલમ ૫૭ મુજબ કરવાનું છે. પરંતુ આપેલ નકશા પ્રમાણે ગોળાઈ કરી લાંગી કાતરીથી કામ કરવાનું છે. માપ ચોરસ પત્થરનું આપવામાં આવશે.

## ૫૯ રાજુલા પત્થરનું નકશીકામ

કરેલ ઘાટકામ ઉપર નકશીકામ બતાવેલી મુજબ સારૂં, સાફ સફાઈ દાર ઉઠાવવાનું કરવાનું છે.

## ૬૦ પોરબંદરી પત્થરનું કામ

પોરબંદરી પત્થર સારો, અંગખાડ વગરનો, એક સરખો, ઝીણા પોગરનો, સાફ ઘડાઇ કરી ગલામાથી ચોટક કરી સાંધે મલામો વાપરી, કામ ઓળંબે દોરી પટીમાં કોરે ધારે ચોકખું, સાફ સફાઇદાર એવું કરવાનું છે કે પાછળથી રેગો કે નીરૂ મારવાની જરૂર પડે નહીં.

## ૬૧ પોરબંદરી પત્થરનું કામ ઘાટવાળું

કામ કલમ ૬૦ મુજબ કરવાનું છે. પરંતુ બતાવણી પ્રમાણે સારો સફાઇદાર ઘાટ કરી આપવાનો છે.

## ૬૨ પોરબંદરી પત્થરનું કામ નકસીવાળું

કામ કલમ ૬૧ મુજબ કરવાનું છે. પરંતુ બતાવણી પ્રમાણેની નકશી ચોકખી સાફ સફાઇદાર ઉઠાવવાળી કરી આપવાની છે. નકશીનું માપ ચોરસ ફુટે સપાટીમાં આપવામાં આવશે.

## ૬૩ પોરબંદરી પત્થરનું ઘુમટકામ

કામ કલમ ૬૦ મુજબ કરવાનું છે. પરંતુ પત્થરને આકારમાં ઘડી અંદર બહાર ચોકખું હોલા વગરનું કરી આપવાનું છે. સાદા ઘાટકામનો સમાવેશ આ કામમાં થાય છે, ફક્ત નકશી કામનો સમાવેશ થતો નથી.

## ૬૪ પોરબંદરી પત્થરનું મોગરાકામ

કામ કલમ ૬૦ મુજબ કરવાનુ છે. પરંતુ આપેલ ઘાટ તથા નકશી પ્રમાણેનો મોગરો તૈયાર કરી નીકળી ન જાય તેવી રીતે મજબુતીથી ચોડી તૈયાર કરી આપવાનો છે. ભાવ નંગ ઉપર આપવામાં આવશે.

## ૬૫ લોઢાળાં સીમેંટ કાંક્રેટનું કામ

વપરાશમાં આવતા સીમેંટ કાકરેટનું પ્રમાણ ૧ : ૨ : ૪ સીમેંટ રેતી હાંડનું કરી આપવાનું છે રેતી હાંડ ખાર વગરનાં તથા ધોઇને વાપરવાનાં છે. હાંડ ૧¾" ઇંચથી મોટી હોવી જોઇએ નહીં. લોખંડ ગણત્રી પ્રમાણે નાખવાનુ છે. એવડા લોખંડની ગણત્રીમાં વધારે નખાએલ લોઢાનો મણ ઉપર જુદો ભાવ આપવામાં આવશે.

લોખંડને સીમેટનો એક હાથ મારી, કામ ઠામી, પોલું કે ખોદું ન રહે તેમ કરવાનું છે. ખોખામાંથી નીકળ્યા બાદ કામને તુરત જ જોઇતા આકાર તથા ઘાટમાં કરી, મરેર કરી, સાફ સફાઇદાર દોરી તથા ઓળંબે ચોકખુ કરવાનું છે.

પાણિયારાં, આંતરા, થાંભલા, કુંભીસરાં, આડસર, છાજલી, ઘોડા, કાનસ, કમાન વગેરે ઘાટકામનો આ કામમાં સમાવેશ થાય છે. નકશીકામનો સમાવેશ થતો નથી. માપ તૈયાર કામનું આપવામાં આવશે.

## ૬૬ લોઢાળું સીમેંટ કાંક્રેટ કપચી વાપરીને

કામ કલમ ૬૫ મુજબ કરવાનું છે. ફક્ત હાંડને બદલે કાળી કપચી વાપરી કામ કરવાનું છે.

## ૬૭ લોઢાળાં સીમેંટ કાંક્રેટનું ઘુમટકામ

કામ કલમ ૬૫ મુજબ કરવાનું છે. પરંતુ આ કામમાં આવતા ઘાટ તથા આકારમાં કરી આપવાનું છે.

## ૬૮ સીમેંટ કાંક્રેટનું મોગરાકામ

કામ કલમ ૬૫ મુજબ કરવાનું છે. પરંતુ બતાવણી મુજબનો ઘાટ, નકશી કરી મજબુતીથી ચોડી કામ કરવાનું છે.

## ૬૯ લોઢાળાં સીમેંટનું જાળીકામ

બતાવણી મુજબની જાળી લોખંડના તાર નાખી ૧½" ઇંચ જાડાઇની કરવાની છે. સીમેંટ રેતીનું પ્રમાણ ૧: ૬નું રાખવાનું છે. કામ સાફ સફાઇદાર ચોકખું કરવાનું છે.

## ૭૦ લોઢાળાં સીમેંટ જાળીની હૈયારખી

બતાવણી મુજબ ડાચીયા પાટલીનું કામ કરવાનું છે. પાટલી તથા ડાચીયામાં ઘીસી રાખી, જાળી બધબેસતી કરવાની છે. ડાચીયા પાટલીમાં સીમેંટ રેતી હાંઠ ૧ : ૨½ : ૫નું પ્રમાણ રાખવાનું છે. પીલર જે તે કામની સ્પષ્ટતા પ્રમાણે કરવાના છે કામ તાજું હોય ત્યારે જ્યાં કહેવામાં આવે ત્યાં ચુનાતળી કરી આપવાની છે. જાળીકામ કલમ ૬૯ મુજબ કરવાનું છે. ભાવ લંબાઇ માપનો આપવામાં આવશે.

## ૭૧ સીમેંટ ગરાદની હૈયારખી

કામ કલમ ૭૦ મુજબ કરવાનું છે. ફક્ત જાળીને બદલે બતાવણી મુજબના ઘાટ તથા આકારવાળી થાંભલી વાપરવાની છે.

## ૭૨ સીમેંટ કાંક્રેટનું કાંગરાકામ

કામ કલમ ૬૫ મુજબ કરવાનું છે. ફક્ત ભાવ ચોરસ ફુટ ઉપર આપવામાં આવશે.

## ૭૩ લોઢાળાં સીમેંટની તક્તીકામ

પ્રથમ ઢાળેલ અગર સ્થળ ઢાળેલ કામ થઇ શકશે. સીમેંટ રેતીનું પ્રમાણ ૧ : ૪નું રાખી બનાવણી મુજબનો ઘાટ તથા ઉઠાવવાળી નકશી કરી, કામ સ ફ સફાઇદાર કરી આપવાનું છે.

## ૭૪ બારી દરવાજાનું કામ તકતીવાળા

સાખો જોડકા સાગની તથા ફ્રેમ પક્કા સાગના ફાટફુટ તથા ગાંઠ વગરનાં વાપરવાનાં છે. માપ મેરીયટ પ્રમાણે અને મેરીયટમાં ન હોય તો કહેવામાં આવે તેવાં રાખવાનાં છે. બારી દરવાજામાં આગળિયો તથા મુઠ સિવાય બધો લોખંડનો સામાન કહેવામાં આવે તેવો વાપરવાનો છે. બારી બારણામાં જોઇતા સામાનનાં માપ તથા નંગ મેરીયટ પ્રમાણે વાપરવાનાં છે. મેરીયટમાં ન હોય તો કહેવામાં આવે તેવાં અને તેટલા વાપરવાનાં છે. બારી દરવાજાનું કામ સારું સાફ સફાઇદાર કરી આપવાનું છે. બારી દરવાજાનાં વા બારીયાંમાં $\frac{5}{8}$" (દશઆની) સળિયા ૩" ના ગરભે અથવા $\frac{3}{4}$"ના મેશની $\frac{1}{2}\times\frac{1}{2}$ (દોરો ને દોરો) જાડાઇની ચોકડી ભાતની જાળી નાખી આપવાની છે.

વા બારીમાં સિવાયના ભાગમાં સળિયા અગર ચોકડીની જાળી નાખવામાં આવશે તો તેનો જુદો ભાવ આપવામાં આવશે.

વા બારીયાંને કમાડ કરવાનું હશે તો કમાડ પૂરતું માપ વધારે આપવામાં આવશે.

અમુક ભાગ કાચ તથા અમુક ભાગ તક્તી તથા પૂરી તકતી વગેરે એક જ ગણત્રીમાં લેવામાં આવશે.

બારી બે કટકે કરવાનું કહેવામાં આવે તો કરી આપવાની છે. દરવાજાને ઉંબરીયા નાખવાનું કહેવામાં આવે તો નાખી આપવાના છે. જ્યાં કાચ નાખવાનો હશે ત્યાં સારી જાતનો (શીટ ગ્લાસ) કાચ નાખી આપવાનો છે.

## ૭૫ બારી દરવાજાનું કામ-ત્રણ વેણીના

લાકડું જોડકા સાગનું સારું શ્રીકાર ભીલાડા તથા ફાટફુટ વગરનું, ચારે ધારે સરખું હોવુ જોઇએ.

બારી દરવાજાનાં લાકડાંના માપ નીચે પ્રમાણે વાપરવાનાં છે.

દરવાજાની સાખો ૫"×૩"

બારીની „ ૪"×૩"

૬૩૬ ૧"

વેણી ધોકા ૩"×૧¾"

વેણી ધોકામાં દેશી સાદો ઘાટ કરવાનો છે. જોડકાંનાં પાટીયાંને ઘીસી સાલ મારી લોખંડની પટી ખોલાવી ચોડી આપવાની છે. રંગકામ રંગકામની સ્પષ્ટતા પ્રમાણે કરી આપવાનું છે. બારી દરવાજામાં લોખંડી સામાન નીચે મુજબ નાખવાનો છે.

આગળિયો ¾" સળિયાનો અથવા લાકડાનો.

આગીયારાં ચગીયારાં તથા નરમાદા અગર લાંબી પાંખવાળાં મજાગરાં દેશી નાખવાનાં છે. સાંકળ દેશી ¾" સળિયાની લોખંડની નંગ બે નાખી આપવાની છે.

કડાં પિત્તળનાં કોડીયાં સહિત જરૂરિયાત મુજબ વાપરવાનાં છે.

બારી દરવાજાનાં વા બારીયામાં ગજેબંધ જાળી અથવા ત્રણ ઇંચના ગરભે લોખંડના સળિયા અથવા ½"×½" ઇંચની ⅜" ઇંચના મેશની ચોકડીવાળી જાળી નાખી આપવાની છે.

વાબારીયાં જુદાં મૂકવાનાં હશે અને તેને સળિયા તથા કમાડ બન્ને હશે તો આ સ્પષ્ટતા લાગુ થશે. પરંતુ, કમાડ નાખવાનાં ન હોય તો તે કામને કલમ ૭૬ લાગુ થશે.

## ૭૬ વાબારીયાં

વાબારીયાં જ્યાં બારી દરવાજાથી જુદાં મૂકવાનાં હોય ત્યાં ચોકઠાં જોડકા સાગનાં વાપરવાનાં છે. લાકડાનાં માપ ૩"×૩" રાખવાનાં છે સળિયા ૩"ના ગરભે અગર ½"×½"ની ⅜"ના મેશની ચોકડીવાળી જાળી નાખી રંગકામ, રંગકામની કલમ મુજબ કરી આપવનું છે. વાબારીયાંને કમાડ કરવાનાં હશે તો બારી દરવાજાના હિસાબ મુજબ ગણવામાં આવશે.

## ૭૭ વાબારીયાં ગજેબંધી જાળીના

કામ કલમ ૭૬ મુજબ કરવાનું છે. ફક્ત સળિયા અગર ચોકડીની જાળીને બદલે ⅜" લોખંડના સળિયાની ગજેબધ જાળી વાપરવાની છે. માપ બહારોબહાર આપવામાં આવશે.

## ૭૮ બારીદરવાજાનું કામ પંચવેણીના

કામ કલમ ૭૫ મુજબ કરવાનું છે. ફક્ત ત્રણ વેણીને બદલે પાંચ વેણી તથા ગણતરીના હિસાબે આવતા ધોકા બનાવણી પ્રમાણે પિત્તળનાં કડાં તથા લોખંડના સામાન સહિત કામ કરી આપવાનું છે. સાખ બેવડી કે એકવડી કહેવામાં આવે તેવી નાખી આપવાની છે. માપ

બહારોબહારનું આપવામાં આવશે. રંગકામ કે વારનીશ રંગકામની સ્પષ્ટતા પ્રમાણે કરવાનું છે. સાદા ઘાટકામનો આ કામમાં સમાવેશ થાય છે.

### ૭૯ બારી દરવાજાનું કામ–ઘાટવાળા

કામ કલમ ૭૮ મુજબ કરવાનું છે. ફક્ત રંદા ઉપરાંત ફરસીથી જે ઘાટ કરવો પડે તે ઘાટકામમાં સમાવેશ નહી કરતાં, જુદો ભાવ આપવામાં આવશે.

### ૮૦ બારી દરવાજાનું કામ–નકશીવાળા

કામ કલમ ૭૪–૭૫ ૭૮–૭૯ વગેરે પ્રમાણે કરવાનું છે. ફક્ત નકશીકામ બતાવણી મુજબ સાફ ઉઠાવવાળું સફાઈદાર કરી આપવાનું છે.

### ૮૧ બારી દરવાજાનું કામ–કાચ અગર જાળીવાળા

કામ કલમ ૭૪ મુજબ કરવાનું છે. ફક્ત તક્તીને બદલે કાચ અગર જાળી નાખી આપવાની છે.

### ૮૨ બારી દરવાજાનાં વધારાનાં કાચનાં ફેડનું કામ

પક્કા સાગની પટી તથા ડાંડલી વાપરી જાળી અગર સારી જાતનો કાચ (શીટગ્લાસ) ભરી લાંપી અથવા ડાંડલી નાખી રંગકામ રંગકામની સ્પષ્ટતા પ્રમાણે કરી, જોઈતા સામાન વાપરી કામ કરી આપવાનું છે. માપ ફેડનું આપવામાં આવશે.

### ૮૩ બારી દરવાજા ઘડીવાળા

આઠ આની કે દશ આની લોખંડના ખાળીયા (Channal) ૩" ના ગજબે વાપરી છ ચોકડી પાડી પિત્તળની ગરેડી નાખી મુર તથા દેશી આગળિયો નાખી, જે જાતનું રંગકામ કહેવામાં આવે તે જાતનું આ કામને અનુકૂળ રંગકામ કરી, કામ સફાઈદાર કરી આપવાનું છે.

### ૮૪ લોખંડના સળિયાકામ

સળિયા કહેવામાં આવે તે મુજબ ગોળ અગર ચોરસ ૩"ના ગજબે નાખી, રંગના બે હાથ મારી કામ કરવાનું છે. હિસાબ માટે સાખની અંદર ૧" માપ ગણવામાં આવશે તથા વજન ગણતરી મુજબ ગણવામાં આવશે.

### ૮૫ લોખંડની નળીનું સળિયાકામ

કામ કલમ ૮૪ મુજબ કરવાનું છે. ફક્ત સળિયાને બદલે ½" ની નળી વાપરવાની છે. માપ નળીની લંબાઈ પ્રમાણે આપવામાં આવશે.

## ૮૬ પિત્તળના સળિયાકામ

કામ કલમ ૮૪ મુજબ કરવાનું છે. ફક્ત લોખંડના સળિયાને બદલે પિત્તળના સળિયા વાપરવાના છે.

## ૮૭ પિત્તળની નળીનું સળિયાકામ

કામ કલમ ૮૫ મુજબ કરવાનું છે. ફક્ત લોખંડની નળીને બદલે પિત્તળની નળી વાપરવાની છે. ફુમા નાખવાના હશે તો તેનો ભાવ અલગ આપવામાં આવશે.

## ૮૮ પોલાદી પીઢિયાં તથા પોરબંદરી પાપડીનું ભોંકામ

પોલાદી પીઢિયાં ( ગર્ડર ) ૫"×૩" ના રંગના બે હાથ મારી પીઢિયાં આશરે બે ફુટના ગાળે મૂકી પોરબંદરી પાપડી ૨½"થી ૩"ની જાડી અલત મારી વાપરવાની છે. પીઢિયાંની આસપાસ ૧ : ૬ના સીમેંટ રેતીના પ્રમાણનો મગીયો લગાવી, ચુના કાંકરેટ ચુના કાંકરેટ કલમ ૨ મુજબ કરી તાંદુળ લાદીકામ ¾" થી ૧" જાડાઈનું તાંદુળ લાદીકામ કલમ ૩૧ ख મુજબ કરી આપવાનું છે. નીચે દર્શનના ભાગમાં સફાઈ કરી આપવાની છે. પીઢિયાંનો ચડાવો દીવાલ ઉપર ૬" ચડાવવાનો છે. તેની નીચે તાંદુલ લાદીના કટકા ૬" ચોરસ ઇચના નાખી આપવાના છે. માપ અંદરના ચોકખા ગાળાનું આપવામાં આવશે. ચડાવાનું માપ આપવામાં આવશે નહિ.

પીઢિયાંના માપમાં ફેરફાર કરવાનો હશે તો વધારોઘટાડો પીઢયાંના ભાવે જુદો આપવો લેવો છે. પીઢા તરીકે વપરાએલ પોલાદી પીઢાનું માપ અલગ મળશે. નીચેના તળમાં કળીચુનાનું ધોળકામ કરી આપવાનું છે. ડીસ્ટેમ્પર કે પાકો રંગ કરવાનો હશે તો તેનો ભાવ જુદો આપવામાં આવશે.

## ૮૯ લોખંડી પીઢિયાં તથા સીમેંટ પાપડીનું કામ

કામ કલમ ૮૮ મુજબ કરવાનું છે. ફક્ત પોરબંદરી પાપડીને બદલે સીમેંટ પાપડી વાપરવાની છે. પાપડીનું સીમેંટ રેતીનું પ્રમાણ ૧ : ૬ નું રાખવાનું છે.

## ૯૦ પોલાદી પીઢિયાં તથા મોરખ લાદીનું ભોંકામ

કામ કલમ ૮૮ મુજબ કરવાનું છે. ફક્ત પોરબંદરી પાપડીને બદલે તાંદુલ કે મોરખની લાદી ૧½" થી ૨" જાડાઇની વાપરવાની છે.

## ૯૧ લાકડાનાં પીઢિયાં પોરબંદરી પાપડીનું ભોંકામ

જોઈતા સાગનાં પીઢિયાં ૫"×૩"ના માપનાં ચારે કોરે ધારે સરખાં ૧૭"થી ૧૯"ના

ગરભે નાખવાનાં છે. તેના ઉપર પોરબંદરી પાપડી ૨૬"થી ૩" જાડાઇની સાંધ બેધબેસતી કરી, હોલ ન પડે તેમ નાખવાની છે. નીચેનું કામ સફાઇદાર કરવાનું છે. પીઢિયાંને બીટ અગર પેલ પાડી કામ કરવાનું છે. દીવાલ ઉપર પીઢિયાંનો ચડાવો ૬" કરવાનો છે અને લાદીનો ચડાવો ૧૬" રાખવાનો છે. તેના ઉપર ચુના કાંકરેટ કલમ ૨ મુજબ તથા તંદુલ કામ કલમ ૩૧ ख મુજબ ૦ાા"થી ૧" જાડાઇની લાદી વાપરી કામ કરી આપવાનું છે. પોરબંદરી પાપડી નીચે મલામાથી વાટો કરી કળીચુનાનો ઘોળ મારી આપવાનો છે. માપ ચોકખા ગાળાનું આપવામાં આવશે. ચડાવાનું માપ આપવામાં આવશે નહીં.

ચણતર કામમાં આવતા પીઢિયાંના છેડાને ચાકલેટ અગર ડામરનો હાથ મારી આપવાનો છે. આ કામમાં દર્શનના ભાગમાં રંગકામ કરવાનો સમાવેશ થતો નથી. પીઢિયાં વધઘટ માપનાં અગર ઓછાવધતા અંતરે નાખવામાં આવશે તો તેનો ભાવ લાકડકામના ભાવે લેવાદેવામાં આવશે.

## ૯૨ લાકડાંના પીઢિયાં તથા સીમેંટ પાપડીનું ભોંકામ

કામ કલમ ૯૧ મુજબ કરવાનું છે. ફક્ત પોરબંદરી પાપડીના બદલે સીમેંટ પાપડી વાપરવાની છે.

## ૯૩ લાકડાંનાં પીઢિયાં તથા મોરખ લાદીનું ભોંકામ

કામ કલમ ૯૧ મુજબ કરવાનું છે. ફક્ત પોરબંદરી પાપડીને બદલે તાંદુલ કે મોરખની ૧૬"થી ૨" જાડાઇની લાદી વાપરવાની છે.

## ૯૪ લાકડાનાં પીઢિયાં પાટીયાનું ભોંકામ

કામ કલમ ૯૧ મુજબ કરવાનું છે. પરંતુ પીઢિયાં ૧"ફુટના ગરભે નાખી ઉપર પોરબંદરી પાપડીને બદલે ૧" જાડાઇનાં ૩"થી ઓછી પહોળાઇનાં ન હોય તેવાં પાટીયાં ચારે ધારે સરખાં ઘીસીસાલ કરીને નાખવાનાં છે. દીવાલ ઉપર દાબગીનું લાકડું ૩"×૩"નું મુકવાનું છે. પાટીયાં ઉપર એક હાથ ચાકલેટનો મારવાનો છે.

## ૯૫ લાકડાંનાં પીઢિયાં તથા પોરબંદરી પાપડીનું ભોંકામ ગારથાપવાળું

કામ કલમ ૯૧ મુજબ કરવાનું છે. પરંતુ પોરબંદરી પાપડી ઉપર ચુનાકાંકરેટને બદલે ચુના રેતીથી ઇંટનું બાંધણુ કરી તાંદુલ લાદીને બદલે મથાળો ગારથાપથી કરવાનો છે.

## ૯૬ લાકડાંના પીઢિયાં તથા સીમેંટ પાપડીનું ભોંકામ ગારથાપવાળું

કામ કલમ ૯૫ મુજબ કરવાનું છે. ફક્ત પોરબંદરી પાપડીને બદલે સીમેંટ પાપડી વાપરવાની છે. પાપડીમાં સીમેંટ રેતીનું પ્રમાણ ૧ : ૬નું રાખવાનું છે.

## ૯૭ લાકડાનાં પીઢિયાં તાંદુલ લાદીનું ભોંકામ ગારથાપવાળું

કામ કલમ ૯૫ મુજબ કરવાનું છે ફક્ત પોરબંદરી પાપડીને બદલે તાંદુલની લાદી ૧½"થી ૨" જાડાઇની વાપરવાની છે.

## ૯૮ લાકડાંનાં પીઢિયાં પાટીઆનું ભોંકામ ગારથાપવાળું

કામ કલમ ૯૪ મુજબ કરવાનું છે. ફક્ત ચુનકાંકરેટને બદલે ચુનારેતીથી ઇંટનું બાંધણકામ કરી લાદીને બદલે ગારથાપ કરવાની છે.

## ૯૯ લોઢાળાં સીમેંટ કાંકરેટનું ભોંકામ

(R. C. C. Flooring) સીમેંટ રેતી કાંકરનું પ્રમાણ ૧: ૨: ૪ નું રાખી લોઢાળાં સીમેંટ કાંકરેટ વિશેષ સ્પષ્ટતાની કલમ ૧૦ મુજબ કરી આપવાનું છે. મથાળે મોરબ કે તાંદુલની ¾" થી ૧" ની લાદી ચોડી આપવાની છે. તળાંચો સફાઇદાર કરી આપવાનો છે. પાટડા વગેરેનો સમાવેશ આ કામમાં થતો નથી. માપ ચોકખા ગાળાનું આપવામાં આવશે. ચડાવાનું માપ આપવામાં આવશે નહિ. લોખંડ ગણત્રી પ્રમાણે નાખવાનું છે. જાડાઇના નીચે મુજબ વર્ગ પાડવામાં આવેલ છે.

क ૩" જાડાઇ ख ૪" જાડાઇ

ग ૪½" „ घ ૫" „

च ૫½" „ छ ૬" „

## ૧૦૦ લોઢાળાં સીમેંટ કાંકરેટનુ ભોંકામ-સીમેંટ તળીવાળું

કામ કલમ ૯૯ મુજબ કરવાનું છે. ફક્ત મથાળે લાદીને બદલે સીમેંટ તળીનું સફાઇ-દાર કામ કરવાનું છે.

## ૧૦૧ છાપરકામ આડી સોલીયાદનું

છાપરકામમાં આવતું તમામ લાકડું જોકા સાગનું સારૂં શીકાર ફાટફૂટ વગરનું ચારે ધારે સાફ વાપરવાનું છે. લાકડાંનાં માપ નીચે મુજબ રાખવાનાં છે.

| | |
|---|---|
| દીવાલે દાબણીનું લાકડું | ૩"×૩" |
| આડીનું લાકડું | ૬"×૪" |
| મોભનું લાકડું | ૮"×૩" |

